

આશારામ દલીચંદ શાહ
(આશરે ૭૫ થી ૮૦ની વયમાં)

# પ્રસ્તાવના.

આશારામભાઇને પોતાની ઉત્તરાવસ્થામાં પોતાની અને કુટુંબીઓમાં થઇ ગયેલાં બીનાંઓની હકીકત જે કોઇ સાંભળવા રાજી હોય તેને લંબાણથી કહેવાની એમના કાકા ન્હાલચંદ શાહ જેવીજ આદત હતી. વળી પોતાને લખવા વાંચવાનો પણ શોખ એટલે આવી હકીકતો એમણે જુદે જુદે વખતે થઇને ટપકાવી રાખેલી તે બધી ચોપડીઓ અને નોંધો ઉપરથી આ ટુંકું સુખતેસર ચરિત્ર તૈયાર કરવામાં આવ્યું છે. આ કામ એમના અવસાન પછી તુર્ત અમે બે ભાઇઓએ કરવા ધારેલું. પરંતુ વડીલશ્રીના કહેવતસંગ્રહ ગ્રંથની નવી અને સંપૂર્ણ બીજી આવૃત્તિ તૈયાર કરવાનું કામ મારા સ્વર્ગસ્થ ભાઈ લલ્લુભાઇએ પ્રથમ હાથ ધર્યું; કેમકે તે કરી નાંખવાની

વડીલશ્રીનીજ આજ્ઞા હતી. એની પાછળ લલ્લુભાઇએ ઘણો શ્રમ લીધો અને પોતાને ફુરસદ ઓછી એટલે સમય પણ સારી રીતે લાગી ગયો. અને તે પછી આ ચોપડી આરંભવાનો વારો આવતાં તો અમારે સૌને કમનસીબે લલ્લુભાઇનું આયુષ્ય ટુંકું એટલે એમનો દેહ પડી ગયો. અને આ કામ રહી ગયુ તે મારે એકલાને માથે આવ્યુ.

આમા મ્હેં વડીલશ્રીની નોંધોનો બનતો ઉપયોગ કર્યો છે. અને તે સમયનુ ચિત્ર બરાબર દોરાય તે માટે એમના શબ્દોનોજ બને તેટલો ઉપયોગ કર્યો છે આથી લખાણુ સરલ રહ્યુ છે એ મોટો લાભ પણ થયો છે. હાલના જમાનામાં સુશિક્ષિત લેખકો લખેછે તે કરતાં હરગોવીંદદાસ કાંટાવાળા, વિઠ્ઠલદાસ ધનજીભાઇ, અબાલાલ સાકરલાલ આદિ વડીલશ્રીના જમાનાના લેખકો વધારે સરલ લખતું ઇંદ ગણતા એ જાણીતું છે.

વડીલશ્રીના મિત્રો શિષ્યો આદિ અને અમારા બીજા સ્નેહીઓએ પણ આ ચરિત્ર લખવામાં મને કેટલીક હકીકત પૂરી પાડી છે. અને આશારામભાઈની નોંધોમાંની કેટલીક અસંગતિઓ દૂર કરવામા મને મદદ કરી છે. તે માટે એ સૌનો ઋણી છુ; અને એ સૌ ભાઇઓ અને તેમનાં બાલ-

બન્ચાં અત્યારે બે અને ત્રણ પેઢીના જુના થયેલા સંબંધો હજી એવાને એવા ચાલુ રાખશે એવી આશા રાખું છું.

આ ચોપડીને આ રૂપ આપવામાં મને સૌથી વધારે મદદ પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરે કરી છે. વડીલશ્રી આશારામભાઈના રાજકોટના મિત્રોમાં દેસાઈ પ્રાણલાલ શંભુલાલ અને વકીલ કલ્યાણરાય ચતુર્ભુજદાસ અમારી સાથે ઘાડા સંબંધમાં આવેલા; વળી ભાઈ બલવંતરાય અને અમે બે ભાઈઓ તો અમારા કોલેજનાં વર્ષોથી એકબીજાને ઓળખીએ. અમે આવીને અમદાવાદમાં સ્થિર થયા તે પછી-સ્વ. લલ્લુભાઈ મુંબાઈમાં સ્થિર થયા તે પછી-ભાઈ બળવંતરાય સાથે અમારો સબંધ વધ્યો પણ છે. એમણે આ ચોપડીને એમની પરિપક્વ વિદ્વત્તાનો લાભ આપ્યો છે તેથીજ તેને આ રૂપમાં પ્રકટ કરવાનો હિંમત ધરે છું.

ચરિત્ર નાયક વડીલશ્રી આશારામભાઈ મધ્યમ વર્ગનાજ ગણાય; પરતુ એમનું ઉજ્જવલ અને દૃઢ ચારિત્ર એમના જમાનામાં પણ વખણાતું અને એમને પ્રતિષ્ઠા આપતું. એવા ચારિત્રવાન સત્પુરુષો જમાને જમાને થોડા થોડા પાકયા કરે ત્યાં લગીજ દેશ આબાદ રહે છે, અને ચડતી કળા અનુભવે છે. વળી આપણા દેશમાં એકંદર પરિસ્થિતિ એટલી તો ઝડપથી

ફરતી જાય છે કે આશારામભાઇના સમયનાં કાઠીઆવાડનાં કેટલાંક ચિત્રો-લગભગ એમનાજ શબ્દોમાં અહીં આપવામાં આવે છે, તે પણ આ ચોપડીનું આકર્ષણ બનશે એમ લાગે છે. એટલે આ ચોપડી કેવળ કુળનું ગૌરવ ગાવાને પ્રકટ કરી છે એવો અર્થ કોઇ નહીં કરે એવી આશા પણ રાખુ છું.

સંવત ૧૯૯૦ના ફાગણ વદ ૩
તા. ૪ માર્ચ ૧૯૩૪.
અમદાવાદ.

મૂળચંદ આશારામ શાહ

# અનુક્રમણિકા.

છબીઓ વગેરે.



## પ્રકરણો.

ઇશ્વરલાલ

રણછોડદાસ

પુંજાશા

રાયચંદના મોટાભાઈ પરણીને તુરત ભરજુવાનીમાં ગુજરી ગયા હતા. એમનાં વિધવા રતનબા માટે જુઓ પ્રકરણ ૨ જું.

રાયચંદ
મૃત્યુ વિ. સં. ૧૮૫૮

ન્હાનચંદ — દલીચંદ — રળીયાતબા. — અમરતબા.

(ન્હાનચંદ) ઇચ્છાબા. — હરીબા. — ગોપાળદાસ. — જડીબા. — સુરજબા.

(ગોપાળદાસ) જેકોરબા. — પશીબા. — મોતીલાલ. — છોટાલાલ.

(મોતીલાલ) જેડીબા.

(છોટાલાલ) રૂક્મિણી.

(દલીચંદ) દીવાળીબા. — આશારામ. — પાર્વતીબા.

(આશારામ) નીરૂબા. — સંતોકબા. — મૂલચંદ. — લલ્લુભાઈ. — શામુબા.

આંબો ગુચવાણીયો ન થવા પામે એટલા માટે દીકરીઓનો વસ્તાર નોંધ્યો નથી.

# આશારામ દલીચંદ શાહ

અને

# તેમનો સમય.

# પ્રકરણ ૧ લું.

## પૂર્વજો.

### ન્યાતની ઉત્પત્તિ.

લાવણ્ય સમય વિરચિત વિમલપ્રબંધમાં આપેલી શ્રીમાળી વાણીયા વિષેની હકીકત મોટે ભાગે શ્રીમાળ પુરાણમાંથી લીધી છે. તેમાંથી એક્કે શુદ્ધ ઐતિહાસિક ગણાય એવો વજનદાર ગ્રંથ નથી. બૌદ્ધ ધર્મની પડતીના સૈકાઓ દરમિઆન વેદોક્ત હીંદુ ધર્મથી જુદો પડતો અને પૌરાણિકને નામે ઓળખાતો હાલ સુધી ચાલી રહ્યો છે તે પ્રકારનો હીંદુ ધર્મ બંધાયો, ત્યારે સાથે સાથે આપણે હાલ જોઈએ છીએ અને વેઠીએ છીએ તેવી અતિ દૃઢ જ્ઞાતિ સસ્થાવાળી સમાજવ્યવસ્થા પણ રચાતી ગઈ. બધા બ્રાહ્મણ કે બધા વૈશ્ય વચ્ચે રોટી બેટી વ્યવહાર ન રહેતાં, નિવાસસ્થાન પ્રમાણે ન્હાનાં ન્હાનાં કુંડાળાં પડી ગયાં અને એ દરેક કુંડાળાંની અંદરજ રોટી બેટી વ્યવહાર કરાય, બહાર પણ હેવાયજ નહીં, એવી ટુંકી ટુંકી નાતોની શરૂઆત થઈ. અને નાતો ટુંકી ટુંકી થવાની સાથે નાતોની કુલ સખ્યા વધતીજ ચાલી તે એટલે

સુધી કે બ્રાહ્મણોની પણ સેંકડો જુદી જુદી નાતો થઈ ગઈ. આ ટુંકી ટુંકી નાતોના નામમાં નિવાસસ્થાન મુખ્ય અંશ બની જાય એ કુદરતીજ હતું. એટલે શ્રીમાળ અથવા ભિન્નમાળને નામે ઇતિહાસ પ્રસિદ્ધ નગરમાં રહેતા, અને એ નગર જે રાષ્ટ્રની રાજધાની તેના વિસ્તારમાં રહી શ્રીમાળ સાથે અતિ નિકટ સંબંધે જોડાયલા તે તમામ શ્રીમાળી વાણીઆ કહેવાતા થયા.

આ શ્રીમાળી વાણીઆમાંથી જે જૂના સમયમાં લાટ દેશમાં આવ્યા તે લાડુવા શ્રીમાળીને નામે ઓળખાયા. લાટ એટલે ખંભાતના અખાતનો પૂર્વ કાંઠો, કોંકણનો આરંભ થાય છે ત્યાં લગીનો. ગુજરાત દેશાવર સાથે મોટા વહેપારનું દ્વાર અને મથક. એટલે અહીં સાહસિક લોકોની આવક ચોગમથી વત્તીઓછી થયાજ કરેલી છે. પણ કેટલાક સંજોગોમાં સેંકડો હજારો કુટુંબો એક સાથે ગુજરાતમાં ઉતરી આવે, એમ પણ વારંવાર બન્યું છે. ગઝનવી મહમદના સમયમાં ઉત્તર હિન્દનાં અનેક પવિત્ર સ્થળો અને નગરો લુંટાયાં અને ભંગાયાં ત્યારે આવાં કુટુંબોની સંખ્યા હજારો અને લાખોની પણ થઇગઇ હતી.

## ઇશ્વરલાલ શાહ.

લાડુવા શ્રીમાળીઓ પછી ગુજરાતમાં શ્રીમાળી વાણીઆ આવ્યા, તે દશા શ્રીમાળીઓ અને તેમના પછી આવ્યા તે વીશા શ્રીમાળી વાણીઆ લેખે ઓળખાયા.

આ ન્હાની ચોપડીમા જે પુરુષની હકીકત જે પ્રમાણે બનેલી તેજ પ્રમાણે અને મોટે ભાગે એમણે પોતે લખેલી નોંધો ઉપરથીજ જેમ બને તેમ સાદી ભાષામા અને સુખ્યત્વે તો સ્નેહી મિત્રો અને જિજ્ઞાસુઓના ન્હાના વર્ગને માટેજ છાપવામાં આવે છે. તે આશારામભાઈના પૂર્વજો શ્રીમાળથી ગુજરાતમાં કયારે આવ્યા અને પ્રથમ કયા આવીને ઠર્યા. તે કશુજ જાણવામા નથી. આશારામભાઇને એમના કાકા ન્હાનચદ શાહે કહેલી વંશાવળી આ પ્રકરણને આરંભે મુકેલી છે. તે ઈશ્વરલાલ શાહથીજ શરૂ થાય છે.



## ન્હાનચંદ શાહ.

### રતનકાકી.

પુંજાશાના મોટા પુત્રના પરણ્યાં પછી થોડાજ સમયમાં વિધવા થયેલાં પત્ની રતનબા જેટલાં ખુબસુરત તેટલાંજ ગુણીયલ અને ધર્મિષ્ઠ હતાં. રતનકાકી લાંબુ જીવ્યાં અને જેમ ઘરડાં થતાં ગયાં તેમ તેમ કુટુંબના વધતા જતા વેલાના દરેકે દરેક માણસનો પૂરે પૂરો સ્નેહ મેળવતાં ગયાં હતાં. વ્યવહારમાં યુવાન માણસોને હાલતાં ચાલતાં ગેરસમજો થાય અને કચપચ શરૂ થઇ લડી પડવા લગીના પ્રસંગ આવે, એવા દરેક સંજોગમાં સૌ કુટુંબી પોતપોતાની ફરિયાદ રતનકાકી પાસે લઇ જતાં અને રતનકાકી સૌનું મન રહે એવા હેતાળપણાથી ન્હાની મોટી દરેક તકરારનું સમાધાન પણ કરી દેતાં. કુટુંબમાં મરણ અને બીજી આફતને વખતે પણ સૌ રતનકાકી આગળ જઇને દુઃખ રોતું ત્યારેજ તેને શાન્તિ વળતી.

### ગોપાળદાસ ન્હાનચંદ.

પુંજાશાના ન્હાના પુત્ર રાયચંદના મોટા પુત્ર ન્હાનચંદ

શાહ સામળાની પોળમાં કરમજવાળાને ત્યાં પરણ્યા હતા. આ પ્રથમ લગ્નનાં ત્રણ સંતાન થયાં. પછી તે બાઈ ગુજરી જતાં તે ન્હાનચંદ શાહ ડભોડાના શાહ હીરાચંદનાં પુત્રી ઇચ્છાબા વેરે પરણ્યા અને તેનાથી તેમને બે પુત્રીઓ થઇ.

ન્હાનચંદ શાહના એકના એક પુત્ર ગોપાળદાસને એમના ટુંકા આયુષ્ય દરમિયાન પણ બે વાર પરણવું પડયું હતું. પહેલી વારનાં સ્ત્રી ગુજરી ગયાં તેનાથી પ્રજા ન હોવાથી બીજી વાર તેઓ ગોધાવીના ભવાન પ્રેમચંદ સેરસીયાનાં પુત્રી જવલબા સાથે પરણ્યા હતા. અને સંવત ૧૯૨૮ માં ગુજરી ગયા ત્યાં સુધીમાં એમની બીજી પત્નીથી એમને બે પુત્ર અને બે પુત્રી થયાં. જવલબાનો દેહ એમના પછી પદર વર્ષે સં. ૧૯૪૩ માં પડયો.

મોટા પુત્ર મોતીલાલ સશક્ત બાંધાના કદાવર દેખાવડા અને ખુશમીજાજી પુરુષ હતા. તેમણે મોરબી રાજ્યમાં અને પછી ઝીંઝુવાડામાં સાધારણ પગારની નોકરી કરી હતી. સં. ૧૯૪૦ માં એકદમ કોલેરામાં એમનો કાળ થયો. તેમને જેઠીબા નામે એકજ સંતાન થયું હતું.

બીજા પુત્ર છોટાલાલ થોડું અંગ્રેજી પણ ભણ્યા હતા.

અને કાઠીઆવાડ એજન્સીમાં નોકર રહ્યા હતા. તેઓ પોતાના મોટાભાઈ કરતાં પણ વ્હેલા સં. ૧૯૩૩ માં સત્તાવીશ વર્ષની ન્હાની વયે ક્ષય રોગમાં સ્વર્ગવાસી થયા હતા.

### રાયચંદ પુંજાશા.

શાહ રાયચંદ પુંજાશા વરા અવસરે પોતાની શક્તિ કરતાં પોતાની કુળની મોટપ પ્રમાણે ખર્ચ કરી કરીને કરજદાર થયા હતા. કરજનો કેટલોક ભાગ એમણે ચળથજ ગામમાં પોતાનું અધવારૂ હતું ત્યાંનાં ભાટ શાહુકારો પાસેથી પણ લીધો હતો. મતલબ કે આવાં આવાં ખર્ચો કુળના મોભ્ભા પ્રમાણે કરવાંજ, એ પોતાનો ટેક જાળવવાને તેઓ ગમે તેવી મુસ્કેલી પણ વહોરી લેતા. એમણે વિ. સં. ૧૮૫૮ ઈ. સ. ૧૮૦૨માં સ્વર્ગવાસ કર્યો. ત્યારે એમના બે પુત્રો પૈકી ન્હાનચદ ચોત્રીશ અને દલીચંદ માત્ર બે વર્ષના હતા. બાળક દલીચંદનાં માતુશ્રી, રાયચંદ શાહનાં છેલ્લાં પત્ની, એને ૭ માસનો મુકીને પતિની હયાતીમાંજ ગુજરી ગયાં હતાં. તે વખતે અમદાવાદના દશાશ્રીમાળીઓમાં મેશ્રી, શ્રાવક અને ઢુંઢીઆ ત્રણે નાત મળીને આખી નાતને પણ કુળવાનોમાં લેખાતાં કુટુંબો પ્રસંગે પ્રસંગે જમાડતાં, અને શાહ

રાયચંદે પોતાની પત્ની પાછળ એ મોટું ખર્ચ પણ આંખો મીંચીને કર્યું હતું. દોઢ વર્ષ રાયચંદનો પણ સ્વર્ગવાસ થતાં આખા કુટુંબનો ભાર શાહ ન્હાનચંદને એકલાને માથે આવી પડયો.

## શાહ ન્હાનચંદનું સાહસ.

દશ અગીઆર વર્ષ એમણે કરજદાર સ્થિતિમાં મહા મુશીબતે કાઢયાં. વિ. સં. ૧૮૬૯ માં મોટો દુકાળ પડયો તેમાં થોડુ રળ્યા. પણ પછી પાછી એવીને એવી મુશ્કેલી પડતાં, વિ. સં. ૧૮૭૨-૭૩ માં ઈંગ્રેજ સરકારની ફોજ કાઠીઆવાડમાં હતી ત્યાં બન્ને ભાઇઓ જે મળે તે ધંધો કરવાને કાઠીઆવાડ ગયા. આ વખતે શાહ ન્હાનચંદ ૫૧ વર્ષના અને દલીચંદ ૧૯ વર્ષના હતા. લશ્કરને ખોરાકી વગેરે પૂરૂં પાડવાનો ઇજારો સુરત અને પૂનાના ડમરી (ડમડી,) અને કડાકા (મૂળ શબ્દ ખડકીઆ હશે), ખાનદાનના સાહસિક પારસી યુવાનોએ રાખ્યો હતો. શાહ ન્હાનચંદ એમના પેટામાં કામ કરવા લાગ્યા અને તેમને મોરબી, ઝીંઝુવાડા, ઝાલાવાડ વગેરેથી જોઇતો માલ વખતસર પૂરો પાડવામાં બીજા હરીફો કરતાં વધારે સંતોષ આપવામાં ફાવ્યા.

ઠઠાકા શેઠે લશ્કરી અમલદારો પાસે પણ શાહ ન્હાનચંદની તારીફ કરી, અને પછી થોડીજ મુદતમાં આ પારસી શેઠિયાઓએ કાઠીઆવાડ લશ્કર સાથેનો પોતાનો વહેપાર સારો નફો આવતો હતો પણ પોતાને વતનથી બહુજ છેટું પડતું હોવાથી છોડી દીધો એટલે લશ્કરી અમલદારોએ બધુંજ કામકાજ ન્હાનચંદ શાહને આપ્યું, તે એમણે ઉપાડી લીધું. વળી તુરતમાંજ કાઠીઆવાડ ખાતે રાજકોટમાં અંગ્રેજ સરકારે કાયમી કાંપ સ્થાપ્યો અને પોલિટીકલ એજન્સીનો આરંભ કરી રાજકોટ કાપને કાઠીઆવાડનું પાટનગર બનાવ્યું, વિ. સં. ૧૮૭૬, ઈ. સ. ૧૮૨૦, ત્યારથી ન્હાનચંદ શાહે અને દલીચંદ કાંપમાં તેમ રાજકોટ ગામમાં દુકાનો માંડી રાજકોટવાસી બન્યા. રાજકોટથી અંગ્રેજી લશ્કરની થોડી ટુકડીઓ ફતેહમહમ્મદે અંજાર દબાવેલું તેની સામે ચઢી, ત્યારે તેના કોમીસરીયેટનો ઇજારો પણ શાહ ન્હાનચંદે રાખ્યો. અને રાજકોટ તથા કાંપ ઝડપથી આબાદ થતાં ગયાં તેમ તેમ તેમને દર વર્ષે સારો નફો મળતો ગયો; એટલું જ નહીં પણ વિ. સં. ૧૮૮૧ ની સાલમાં પાછો દુકાળ પડયો ત્યારે, લશ્કર સાથેના ઇજારાને અંગે, એમણે સંઘરેલા

જથાબંધ અનાજ ઘાસચારો આદિના એમને ઘણાજ ઉંચા ભાવ મળી ગયા.

આમ થોડાં વર્ષમાંજ 'ફરે તે ચરે' એ કહેવતનો પૂરેપૂરો લાભ મેળવવા ભાગ્યશાળી થયેલા બને ભાઇ વિ. સં. ૧૯૮૨ નું ચોમાસુ બેસતા પાછા અમદાવાદ આવ્યા. કરજ વ્યાજનાં વ્યાજ સાથે પાઇએ પાઇ આપી દીધું, ઘર ખંડેર જેવું થઇ ગયું હતું તે સમું કરાવ્યુ, અને વધાર્યું. અને ન્હાનચદ શાહની બને પુત્રીઓનાં તેમ ૨૬–૨૭ વર્ષના દલીચંદનાં લગ્ન પણ કર્યા.

## રાજકોટમાં વહેપાર

બન્ને ભાઇઓએ પાછા રાજકોટ આવી પોતપોતાના ભાગ વહેંચી લીધા અને બેઠો વહેપાર કરવા માંડયો. દલીચંદ શાહે કાપડની દુકાન કહાડી તે જોતજોતામાં વધી ગઇ. આખા કાઠીઆવાડમા તેમ ખંભાત ધોળકા વગેરે સાથે આડતો બધાઇ; ચાર ગુમાસ્તા હતા તોપણ મોસમમાં કામને પહોચી વળાતું નહીં, એટલો ધંધો વધી ગયો હતો. રાજધાનીનું નવું શહેર ઝડપથી ખીલવા માંડે તેની સાથે કુંડીબંધ કુટુંબોનાં ભાગ્ય પણ ઉઘડે છે. અને રાજાઓ અને રાણીઓના

ભરનાં જરિયાન, રેશમી અને ઉંચી જાતનાં કાપડની કારીગીરી કાઠીઆવાડમાં પડી ભાંગી હતી, એટલે અમદાવાદ, ખંભાત, પાટણ અને સુરતનો એ માલ પણ સારો ખપતો.

વિ. સં. ૧૮૮૪માં શ્રી સ્વામીનારાયણ તથા આચાર્ય રઘુવીરજી મહારાજની પધરામણી થઇ. એમના બોધ વગેરેથી આકર્ષાઈને બન્ને ભાઈઓએ પોતાનો મૂળ જૈન પંથ છોડીને કંઠી બાંધી. પછી તેઓ અમદાવાદ પાછા આવતાં આખા કુટુંબે સ્વામીનારાયણ ધર્મ સ્વીકાર્યો અને તે વખતથી આજ લગી એજ કુટુંબનો કુળધર્મ થઈ રહ્યો છે. આજ અરસામાં રાજકોટ ગામ વચ્ચે દરબારગઢથી કોટ લગી અને તેને કાટખુણે કાંપમાંથી આવતા રસ્તાને લગતી એમ બે સડકો થઈ; અને ગામમાં જુનું જૈન દેરાસર તેમ હાટકેશ્વરનું મંદિર હતું તે સં. ૧૮૭૬–૭૭ના ધરતીકંપમાં હાલી ઉઠેલાં હતાં એટલે ફરી ચણાવવાનાં હતાંજ, તે બેયને સડક બનાવતાં તોડયાં, સંવત ૧૮૭૩. તેમની જગાએ આ નવા રસ્તાઓ ઉપર નવાં મોટાં ચણાયાં, તેના ફાળામાં બન્ને ભાઇઓએ પોતપોતાના મોભ્ભા પ્રમાણે સારી રકમો ભરી હતી. દેરાસર અને મંદિર ચણતાં ચણતાં પૂરતા મજૂર આદિ ન મળે, તેવે

વખતે સારી સ્થિતિના બ્રાહ્મણો અને શેઠીઆઓ પણ ખાડા ખોદવા, બેલાં સારવા, પાણી તગારાં આદિ સારવાં, વગેરેમાં મદદ કરતા. તેમ દલીચદ શાહે જાતે કેટલીક વાર મજૂરનું કામ પણ કર્યું હતું. સ. ૧૮૭૬–૭૭ ના ધરતીકપમાંથી પાર્શ્વનાથની મૂર્તિ ઉખડી પડેલી તે રાજકોટ ઠાકોર સુરાજીએ પટારામાં સાચવી રાખી હતી, અને નવુ દેરાસર તૈયાર થતાં તેમાં ફરી સ્થાપના કરવામાં આપી હતી.

✓ વિ. સવત ૧૮૮૪ મા ન્હાનચદ શાહે અને દલીચંદે સ્વામીનારાયણ ધર્મ સ્વીકારીને શ્રી સહજાનદ સ્વામીને હાથે તે ધર્મની કઠી ગ્રહણ કરી હતી, તે વાત પ્રથમ લખાઈ ગઈ છે, તે સપ્રદાયના ધાર્મિક તથા નૈતિક બોધની જનસમાજ ઉપર તે દાયકામાં ભારે અસર થઈ હતી અને તેનો જે ફેલાવો તે વખતમાં થયો તેવો ઝડપી ફેલાવો તે પછીના કોઇ દાયકામાં ભાગ્યેજ થયો હશે. ચોરી, લુટફાટ, ખૂનામરકી, બ્હારવટા આદિ સૈકાઓથી કરતા, તેમ દારુ આદિ નશાબાજીમા સપડાએલા કાઠી વગેરે લોક તે ધર્મની કંઠી બાધતા, અને તે સપ્રદાયના ઉપદેશનું શ્રવણ કરતા, શાતિ તથા નીતિને પથે વળી જતા થયા હતા. કાઠીઆવાડ જે

બ્હારવટાં ખૂન વિગેરે માટે મશહુર હતો, તેમાં તે સંપ્રદાયના ઉત્પાદક શ્રી સહજાનંદ સ્વામીએ ધર્મનું, નીતિનું તથા શાંતિનું વાતાવરણ ફેલાવ્યું. તે વખતે કંપની સરકાર, કાઠી રાજાઓ, દરબારો તથા વસતી, સુધરેલા સમાજને માટે આવશ્યક શાંતિની રાહે ચડે તે જોવાને ઉત્સુક હતા. તે ઇચ્છાને ફળીભુત થએલી જોવામાં શ્રી સહજાનંદ સ્વામીના તથા તેમના સાધુ બ્રહ્મચારીઓના બોધ તથા પવિત્ર આચરણથી ઘણી સહાય મળી. શ્રી સહજાનંદ સ્વામીના સદ્બોધની સુવાસ છેક મુંબઇના નામદાર ગવર્નર સાહેબ સુધી પહોંચી. સર જોન માલ્કમે વિ. સં. ૧૮૮૪ માં રાજકોટ ખાતે દરબાર ભરવાનું ઠરાવેલું. તે વખતે શ્રી સહજાનંદ સ્વામીને ત્રણ ત્રણ વાર ખાસ આગ્રહી ઇજન કરીને રાજકોટ પધરામણી કરવાની માંગણી કરી હતી. રાજકોટ મુકામે સર જોન માલ્કમ અને સ્વામી મહાશયની મુલાકાત થઈ. તે વખતે શ્રી સહજાનંદ સ્વામી તેમના અતિ ચારિત્ર્યવાન પરમહંસોથી વિંટાએલા હતા. સર જોન માલ્કમને શ્રી સહજાનંદ સ્વામીએ શિક્ષાપત્રી ભેટ આપી, અને તેના ઉચ્ચ હેતુઓ સમજાવ્યા. તે વખતે ન્હાનચંદ શાહ તથા દલીચંદ હાજર હતા. તે

વખતનું જે અલૌકિક દૃશ્ય તેની છાપ જોનારના મન ઉપર પડ્યા વગર રહે તેમ નહોતું. તે વખતના દૃશ્યે, શિક્ષાપત્રીએ તથા પરમહંસોના બોધે સચોટ અસર કરી; અને ત્યારથી ન્હાનચંદ શાહે તથા દલીચંદે સ્વામીનારાયણ ધર્મ સ્વીકાર્યો, જે હજુ સુધી તેમના વંશજો પાળે છે.

### ઉત્તરાવસ્થા.

આ પછી ન્હાનચંદ શાહ અમદાવાદ આવ્યા તે પાછા અમદાવાદ છોડીને કોઈ ઠેકાણે ગયાજ નહીં; એઓ ખાનપાન રહેણી કરણીમાં નિયમિત હતા. ગુજરાતી અને દેવનાગરી-લિપિમાં લખેલાં પદો, આખ્યાનો, કાવ્યો, અને ધર્મગ્રંથોનું એમનું વાચન વિશાળ હતું. સ્મૃતિ સારી એટલે જે કાંઇ સોબતમાં પડે તેમાંથી કાંઈ ને કાંઇ શીખી લેતા, અને બહુ-શ્રુત તથા મિત્રમંડળમાં હાવકી અને ચતુરાઈ ભરેલી વાત-ચીતથી સૌને આનંદ આપી શકે તેવા હતા. દલીચંદ શાહને તો તેમણેજ ઉછેરેલા, ધંધે લગાડેલા અને વરાવેલા એટલે એઓ તેમને મોટાભાઇને બદલે પિતાને ઠેકાણે હતા. કુટુંબ કરજદારી અને તંગીમાંથી છુટી ઠરીઠામ પડ્યું તથા ફરીને પ્રતિષ્ઠિત થવા પામ્યું, એમના સાહસથી. એટલે પણ સૌ

એમની આમન્યા ખૂબ પાળતાં, અને તેઓ હેતાળ અને વ્યવહાર કુશળ પણ તેવાજ હતા.

એમના પિતા રાયચંદ પછી બરાબર ૫૦ વર્ષે એટલે વિ. સ. ૧૯૦૮ મા અને ૮૪ વર્ષની પાકી વયે એમનો દેહ પડયો. તેના લગભગ છેલ્લા પખવાડીઆ લગી તેઓ ફરતા હરતા, અને ન્હાના મોટા કુટુંબીઓ ભેગા કરીને જેવી જેની ઉંમર અને સ્હમજ એ પ્રમાણે તેની આગળ જૂના સમયની પોતે જોયેલી અને સાભળેલી વાતો, હકીકતો, ટુચકા આદિ કહેવાનો એમને સારી પેઠે શોખ હતો. કુટુંબના ન્હાનામોટા તમામ એમની રાજાઓ, રાણીઓ, કવિઓ, ભાટ, ચારણો, માગણો, પ્રધાનો, અમલદારો, અગ્રેજો, શાહુકારો, વેપારીઓ વગેરેની વાતો પણ ખુબ રસથી સાભળતા દુકાળોની, ઉદયાસ્તની અને વારાફેરાની વાતો કહીને સૌને પીગળાવવાની પણ તેમનામાં શક્તિ હતી આજથી ૮૦ વર્ષ ઉપરના અમદાવાદના કુટુંબો અને પોળોનો ખ્યાલ કરો એટલે આવા અનુભવી પ્રભાવપૂર્ણ વૃદ્ધ પુરુષની આખા કુટુંબમા ઉછરતી આવતી દરેક પેઢી ઉપર કેટલી અને કેવી છાપ પડી હશે તેનો ખ્યાલ આવશે. કુટુંબમા આ સૈકા દરમિઆન જો કાંઈ

# પ્રકરણ ૩ જું.

## શાહ આશારામ દલીચંદ: કેળવણી.

### વખતબા.

શાહ દલીચંદ, શાહ ખેમચંદનાં બ્હેન વખતબા વેરે પરણ્યા હતા. શાહ પ્રેમચંદ ન્હાની ઉમ્મરમાંજ ત્રણ બાળક પુત્રોને મૂકીને સ્વર્ગવાસી થયા. ત્રણે વેપાર કરતા હતા અને સારી સ્થિતિમાં હતા. તેમાંથી બે નાના ભાઇ જુવાનીમાંજ ગુજરી ગયા અને તેમને કશું સંતાન થયું ન્હોતું. મોટા મગનલાલ ખેમચંદ શાહ લાંબું જીવ્યા અને તેમને બે પુત્રો છોટાલાલ અને વાડીલાલ થયા. બન્નેનો સારો વસ્તાર થયો છે.

### બ્હેનો.

આશારામભાઈનાં મોટાં બ્હેન દીવાળીબા રાયપુરમાં નાગર બોડીની પોળમાં મગદળવાળા શાહ રણછોડદાસ પ્રભુદાસ વેરે પરણાવ્યાં હતાં. તેનાં ત્રણ સંતાનમાંથી પુત્ર જુગલ ઉર્ફે ભોગીલાલ અને ન્હાની પુત્રી ચંચળનો પુત્ર રતીલાલ હાલ હયાત છે.

શાહ દલીચંદનાં ન્હાનાં પુત્રી પાર્વતીનો પુત્ર ભાઇચંદ

હાલ હયાત છે. પાર્વતીબાઈની બે પુત્રીઓ ચંચળબ્હેન અને ડાહી બ્હેન આશારામભાઇ પછી સ્વર્ગવાસી થયા છે.

બચપણ.

આશારામભાઇનો જન્મ વિ. સ. ૧૮૯૮ ના માઘ માસમા મહાશિવરાત્રીને ૮ મી ફેબ્રુઆરી ઈ. સ. ૧૮૪૨ ને રોજ રાજકોટ કાંપમાં શાહ દલીચંદના મકાનમાં થયો હતો, કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇનો જન્મ ઇ. સ. ૨૧-૧-૧૮૨૦ સં ૧૮૭૬. આમ આ ચરિત નાયક ક૦ દ૦ ડા૦ થી ૨૨ વર્ષ ન્હાના. તો ક૦ દ૦ ડા૦ ગયા ઇ. સ. ૧૮૯૮ માં અને આશારામ એમના જેટલુ લાગુ આયુષ્ય ભોગવી ઇ સ ૧૯૨૧ મા ગયા. વખતબાને પુત્ર થતા તે જીવતા નહીં; એટલે આ બાળકનુ નાક વીંધીને તેમા વાળી નાખી હતી. વળી પેટલાદ પાસે આશાપુરી માતાએ જઈ એના બાળમોવાળા ઉતરાવવાની બાધા રાખી તેનું નામ આશારામ પાડયુ હતું. અને પાડોશમાં કાશી નામે બેલદારણ (લોધી) રહેતી હતી, તેને બાળક આપી દીધું. અને સૂપડુ ભરી મીઠું તેને મૂલ્ય લેખે આપીને પાછું તેની કનેથી ખરીદી લેવામા આવ્યુ હતું. મોઘા પુત્રને જીવતો

રાખવાને અત્યંત ઇંતેજાર વખતભાએ આમ ત્રેવડે દોરે મન મનાવ્યું હતું. અને આશારામ જીવ્યા તેને એઓ તો આ એમની ધર્મક્રિયાઓનુંજ પરિણામ માનતાં.

રાજકોટ કાંપમાં ખ્રીસ્તી પાદરી ખાતાએ સ્થાપેલી ગુજરાતી નિશાળ હતી. ત્યાં વીસનગરના રહીશ નંદરામ મહેતાજી, વીસનગરા નાગર, આ બાળકના પ્રથમ પહેલા વિદ્યાગુરુ થયા. અને એમની સાથે તથા તેમના પુત્ર નાથુ· રામ ઇડર રાજ્યમાં જન્મારો નોકરી કરીને પેન્શન લઈ પાછા પોતાના વતનમાં રહેવા આવેલા તેમની સાથે આશા· રામભાઇએ આખો જન્મારો કુટુંબી જેવો નાતો રાખ્યો હતો. જૂના જમાનામાં આવો ગુરુશિષ્ય ભાવ ઘણા કુલીન માણસો કેળવતા. જે કોઈ જરા સારી સ્થિતિએ પહોંચવા ભાગ્યશાળી થતા, તે પોતાના ગુરુ અને ગુરુભાઈઓ તરફ સક્રિય મમતા દેખાડવામાં જીંદગીનો એક મીઠો લ્હાવો મળે છે એમ માનતા.

કાંપમાં સરકારી ગુજરાતી નિશાળ થઈ ત્યારે મોતા ગામના ત્ર્યંબકનાથ રામનારાયણ અને અમદાવાદના ગણપત· રામ રાજારામ એ બે પહેલા શિક્ષકો લેખે આવ્યા, અને લીપીધારા, બોધવચન, ઇસપનીતિ, બાળમિત્ર આદિ ચોપ·

ડીઓ વાચન, અનુલેખન, મુખપાઠ આદિ માટે વપરાતી થઇ. ગણિતમાં સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, ભાંજણી, ત્રિરાશી, સમીકરણ વગેરે શીખવાતાં. સામાન્ય જ્ઞાનના ભૂગોળ ઇતિહાસ આદિ વિષયો પણ પહેલવહેલા અહીંની કેળવણી સંસ્થાઓમાં સ્થાન પામ્યાં.

### પંડયાજીની નિશાળ.

આ પહેલાંની આપણા દેશનાં શહેરોમાંની સ્વદેશી કે પરંપરાએ ઉતરી આવેલી કેળવણી એટલે પંડયાજીની નિશાળો; તેમાં નહીં છાપેલી ચોપડીઓ, નહીં નિયમિત ધોરણો, કે ક્રમવાર શિક્ષણ; નહીં દેશનું, પૃથ્વીનું વા વિશ્વનુ સામાન્ય જ્ઞાન; છોકરાનુ ધાડું ગમે તેટલું હોય પણ મ્હેતાજી એકજ. એટલે ઘણુંખરૂ તો ન્હાના નિશાળીઆ વડા નિશાળીઆ તેમને શીખવે તેજ–શીખવાનુ તેમ ન શીખવાનું બન્ને શીખે. પદ્ધતિસર વાચન નહીં, પદ્ધતિસર ગણિત નહીં, કશુંજ પદ્ધતિસર નહીં. લાકડાની પાટી ઉપર ભીની માટીનો થર કરીને તેમા વતરણે લખતાં શીખવાનુ, કે ખડીના અક્ષર કિત્તાવડે કહાડવાના. પછી દોપીસ્તાં અને દેશી શાહીનો વારો આવતો. આંક, દક્ષો, નામું, લેખાંક, કાગળો લખવાની,

હુંડીઓ લખવાની, ખત લખવાની રીત, વગેરે; કહેવતો, કવિતાઓ, આદિ સાથે મુખપાઠથી શીખાતું. 'સોટી વાગે ચમચમ, વિદ્યા આવે ધમધમ,' એ કેળવણી શાસ્ત્રનું એક મહા સૂત્ર મનાતું. ઓખાહરણ, મામેરું, ગિરિધરકૃત રામાયણ અને દશમસ્કંધ જેવી પોથીઓ પણ બ્રાહ્મણી (દેવનાગરી) લિપિ કે ભાટચારણની લીટીઓ દોરીને લખેલી લિપિમાંજ મળતી, અને જેને ખરેખર ભણવી હોય તેને ઉતારી લેવી પડતી. માણભટનો ધંધો કરવો હોય અગર મંદિરમાં કોઇ ધનાઢ્ય કુટુંબના આશ્રિત લેખે કથા વાંચવી હોય એવા બ્રાહ્મણોજ તે ઉતારતા અથવા એવા આશ્રિતને વિદ્યાપોથીનું દાન આપવા માટે સુસંપન્ન શ્રદ્ધાળુ સ્ત્રીપુરુષો એવા ગ્રંથોની નકલો લહિયાઓ પાસે કરાવતાં. મોટાં પ્રતિષ્ઠિત દેવાલયો અથવા સ્વતંત્ર સાધુસંતોના મઠો અને બીજી ગાદીઓ, જગાઓ વગેરે હતાં તેમાં શિષ્યો પોતાના અભ્યાસક્રમને અંગે પણ પુસ્તકોની નકલો ઉતારતા.

નામું, વ્યાજ આદિ પદ્ધતિસર અને વ્યવહાર રૂપમાં શીખવા માટે દુકાને બેસવું પડતું. કોઇપણ સરકારી ખાતાં લગતું શીખવા તે ખાતામાં ઉમેદવાર લેખે અનિશ્ચિત સમ

ગાળવો પડતો, અને બ્રાહ્મણ છોકરાઓતો રુદ્રી કે શુકલ વૃત્તિનુ ભણવાનો આરંભ કરી પછી સારસ્વત કે લઘુકૌમુદી થોડી કરે, તે પછી કાવ્ય, અનધ્યાયના નહીં એવા દિવસે, રોજ આટલા શ્લોક એ ભણતા.

શૂદ્રને કોઇ ભણાવતુંજ નહિ; તોપણ કેટલાક જિજ્ઞાસુ છોકરા ખુટલામા મોટા મોટા બરાડા પાડીપાડીને નિશાળો ચાલતી હોય તેના સત્સગથી બધુએ ભણી લેતા. કોઈકોઈ તો નિશાળના ઉત્તમ વિદ્યાર્થીને પણ કાન પકડાવે એવું ભણી લેતા. છેવટ, પંડયાજીને નિર્વાહનુ સાધન એમની નિશાળજ હતી. જાતે ભિક્ષુકજાતિનો બ્રાહ્મણ, સુભાષિતો કહેવતો, આદિ કંઠસ્થ સાહિત્યનો જગમ ખજાનો, અને વળી સભારંજની શૈલીમાં પાવરધો, એટલે દરેક વિદ્યાર્થીને ઘેરથી દાણા વરત આદિ લાગા લેખે મળે, ઉપરાંત આખી નિશાળને જમવા નોતરે ત્યારે દક્ષિણા મળે, દરેક નવા વિદ્યાર્થીનું "નિશાળગયણું" થાય ત્યારે ચાલ્લો મળે, વિદ્યાર્થી નિશાળ છોડે ત્યારે કે તે પછી ગુરુદક્ષિણા મળે, પ્રસંગે પ્રસંગે મળ્યા કરે, સારી સ્થિતિના શિષ્યો સાથે ગુરુશિષ્ય સંબંધ થાય તેમાથી મળ્યા કરે. એમ એમનો વ્યવહાર, આપણા સસાર

હુંડીઓ લખવાની, ખત લખવાની રીત, વગેરે; કહેવતો, કવિતાઓ, આદિ સાથે મુખપાઠથી શીખાતું. 'સોટી વાગે ચમચમ, વિદ્યા આવે ધમધમ,' એ કેળવણી શાસ્ત્રનું એક મહા સૂત્ર મનાતું. ઓખાહરણ, મામેરૂં, ગિરિધરકૃત રામાયણ અને દશમસ્કંધ જેવી પોથીઓ પણ બ્રાહ્મણી (દેવનાગરી) લિપિ કે ભાટચારણની લીટીઓ દોરીને લખેલી લિપિમાંજ મળતી, અને જેને ખરેખર ભણવી હોય તેને ઉતારી લેવી પડતી. માણભટનો ધંધો કરવો હોય અગર મંદિરમાં કોઇ ધનાઢય કુટુંબના આશ્રિત લેખે કથા વાંચવી હોય એવા બ્રાહ્મણોજ તે ઉતારતા અથવા એવા આશ્રિતને વિદ્યાપોથીનું દાન આપવા માટે સુસંપન્ન શ્રદ્ધાળુ સ્ત્રીપુરુષો એવા ગ્રંથોની નકલો લહિયાઓ પાસે કરાવતાં. મોટાં પ્રતિષ્ઠિત દેવાલયો અથવા સ્વતંત્ર સાધુસંતોના મઠો અને બીજી ગાદીઓ, જગાઓ વગેરે હતાં તેમાં શિષ્યો પોતાના અભ્યાસક્રમને અંગે પણ પુસ્તકોની નકલો ઉતારતા.

નામું, વ્યાજ આદિ પદ્ધતિસર અને વ્યવહાર રૂપમાં શીખવા માટે દુકાને બેસવું પડતું. કોઇપણ સરકારી ખાતાને લગતું શીખવા તે ખાતામાં ઉમેદવાર લેખે અનિશ્ચિત સમય

ગાળવો પડતો, અને બ્રાહ્મણ છોકરાઓતો રુદ્રી કે શુકલ વૃત્તિનુ ભણવાનો આરંભ કરી પછી સારસ્વત કે લઘુકૌમુદી થોડી કરે, તે પછી કાવ્ય, અનધ્યાયના નહીં એવા દિવસે, રોજ આટલા શ્લોક એ ભણતા.

શૂદ્રને કોઇ ભણાવતુંજ નહિ; તોપણ કેટલાક જિજ્ઞાસુ છોકરા ખુલ્લામાં મોટા મોટા બરાડા પાડીપાડીને નિશાળો ચાલતી હોય તેના ભ્રસંગથી બધુએ ભણી લેતા. કોઇકોઇ તો નિશાળના ઉત્તમ વિદ્યાર્થીને પણ કાન પકડાવે એવું ભણી લેતા. છેવટ, પંડયાજીને નિર્વાહનુ સાધન એમની નિશાળજ હતી. જાતે ભિક્ષુકજાતિનો બ્રાહ્મણ, સુભાષિતો કહેવતો, આદિ-કંઠણ સાહિત્યનો જંગમ ખજાનો, અને વળી સભારંજની શૈલીમાં પાવરધો, એટલે દરેક વિદ્યાર્થીને ઘેરથી દાણા વસ્ત આદિ લાગા લેખે મળે, ઉપરાંત આખી નિશાળને જમવા નોતરે ત્યારે દક્ષિણા મળે. દરેક નવા વિદ્યાર્થીનું "નિશાળગયણું" થાય ત્યારે ચાંલ્લો મળે, વિદ્યાર્થી નિશાળ છોડે ત્યારે કે તે પછી ગુરુદક્ષિણા મળે, પ્રસંગે પ્રસંગે મળ્યા કરે, સારી સ્થિતિના શિષ્યો સાથે ગુરુશિષ્ય સંબધ થાય તેમાંથી મળ્યા કરે. એમ એમનો વ્યવહાર, આપણા સસાર

અને સમાજની બીજી ઘણી યોજનાઓનો જેમ ચાલતો તેમજ શંભોધર્મી વહીવટે, બે આંખની શરમે અને ધર્મબંધન સ્વીકારે તેવી ધર્મબુદ્ધિને આધારે ચાલતો. જે કોઇ બ્રાહ્મણ મંદિરોમાં અને શ્રીમંતોમાં પારાયણ કે કથાઓ કરી શકતો, અથવા માણભટ, વૈદ્ય કે જોશી બની શકતો, જેને શુકલવૃત્તિ પૂરતું આપી રહે એવી હોય, અગર સંસ્કૃત પાઠશાળા ચલાવવા જેટલી જેની યોગ્યતા હોય, તે પંડયો બનતોજ નહીં. એટલે આપણી આધુનિક વાણીમાં કહીએ તો જીવનકલહમાંની સારી પ્રાપ્તિ આપી રહે એવી કોઇપણ વૃત્તિ જેને સાધ્ય હતી તે આ શિક્ષકવૃત્તિ કુદરતી રીતે સ્વીકારતોજ નહીં. બીજા પ્રયત્નોમાં હારેલો થાકેલો શિક્ષક બ્રાહ્મણજ પંડયોજી બનતો. દરેક શહેરમાં કેટલીક નિશાળો બે ત્રણ પેઢી વંશપરંપરા પણ ચાલતી, અને સારા પંડયાની પંકાયલી નિશાળ તેના પુત્રોમાંથી સૌથી ઓછી લાયકાતવાળો એક ઉપાડી લેતો, અથવા તો બધા પુત્રો વારા બાંધી અનુક્રમે એક એક વર્ષ અગર અમુક મુદ્દત લગી ચલાવતા.૪બાળક કવિ દલપતરામ વઢવાણ શહેરની પંડયાની નિશાળે ભણેલા, તે એ વખતે આમ વારા બંધી ચાલતી હતી ( જુવો રા. રા. નાનાલાલ

રચિત કવીશ્વર દલપતરામ ભાગ ૧ લો, પૃષ્ઠ ૭૮–૮૩ ). આમ આખી સસ્થાને સમગ્રે જોતા કહી શકીએ, જે પડયાજીની નિશાળમા ઉત્તમ. આ પ્રમાણે ઓધે ઉતરતી નિશાળોમાંની કેટલીક હતી. અને એવી દરેક નિશાળ ત્રીજી કે બહુ તો ચોથી પેઢીએ છેક અધમ બની જઇને બધ પણ પડતી.

આપણું અને વળી જુનું ( અગ્રેજી અમલ આવ્યો તે પહેલાંનુ, ) જે જે કાઈ, તે હકીકતની તપાસ અથવા ગુણ-દોષની કશીય કસોટી વગર ઉત્તમોત્તમજ માનવુ, એવો યુગ ચાલે છે; માટે ઉમેરૂ છુ કે ઉપલુ વર્ણન પ્રજા જાહોજલાલીમા હતી અને ચારિત્રબળનો ક્ષય થવા ન્હોતો માડયો તે વખતે પણ એની કેળવણીસસ્થાને લાગુ પડે એમ હુ પોતે દાવો નથી કરતો. અગ્રેજી અમલ આવ્યો તે ક્ષણે આપણી પ્રજાની અધોગતિ થઇ ગયેલી હતી, તે સાથે તેની દરેકે દરેક સસ્થામા ઊડો ઘર કરી રહ્યો હતો. અને ઉપલુ વર્ણન આપણા દેશની તે સમયની કેળવણીસસ્થાની કનિષ્ઠ સ્થિતિનુજ ગણવાનુ છે. એ અધોગતિમા પણ એમાં કોઇ કોઇ ગુણ તો હજી જવાબ દઈ રહ્યા હતા તેની અગ્રેજી અમલના એક તરફી વકીલથી પણ ના પાડી શકાશે નહીં.

કૃત ગુજ. વ. સોસાયેટીનો ઇતિહાસ વિભાગ ૧ લો.) અને બધી શાળાઓમાં નિયમિત વર્ગોમાં આજ ચોપડીઓનું નિયમિત રીતે અધ્યયન તથા તે અધ્યયનનીજ નિયમિત રીતે સામાયિક પરીક્ષાઓ શરૂ થતાં આખા પ્રાંતમાં તમામ બાળકોને એકધારી કેળવણી મળવા લાગી. અને કાઠીઆવાડના રાજાઓએ શાળાઓ માટે પ્રાંતમાં સૌથી વધારે સગવડવાળાં અને આકર્ષક મકાનો બંધાવવા માંડયાં. રાજકોટ પછી સૌથી પહેલી સરકારી અંગ્રેજી નિશાળ ભાવનગરમાં ઉઘડી, અને ભોગીલાલભાઈ પછી ગોપાળજી સુરભાઇ વડા કેળવણી અધિકારી નીમાતાં, એમણે ગુજરાતી તેમ અંગ્રેજી નિશાળો વધારવાનુ કાર્ય રાજાઓ અને દીવાનોની સક્રિય સહાનુભૂતિ મેળવીને નિયમિત વેગે આગળ ધપાવ્યુ.

## ત્રણ પેઢી.

તે વખતના શિક્ષકોને આ નવી કેળવણીથી દેશોદય થવાનો એવી પૂરેપૂરી શ્રદ્ધા હતી; પોતાના કામકાજ ઉપર ઉપરીઓની નજર છે એવો અનુભવ હતો; અને પોતે શિક્ષક લેખે કુશળ, બાહોશ અને કર્તવ્યનિષ્ઠ માલમ પડશે તો પોતાની અંગત ચડતી થતાં પણ વાર નહીં લાગે એવી

## નવી કેળવણી.

સરકારી કેળવણી ખાતું આરંભમાં ઝડપથી વધારવા અને ખીલવવામાં આવ્યું. રાજકોટમાં અંગ્રેજી ભણાવવાની નિશાળ પણ ઉઘડી અને તેના હેડમાસ્તર તથા કેળવણી ખાતાના વડા અધિકારીના ઓદ્ધા ઉપર પ્રથમ પહેલા અમદાવાદના ભોગીલાલ પ્રાણવલ્લભદાસ નીમાયા. એમણે જુનાગઢ, જામનગર, પોરબંદર, મોરબી, ધ્રાંગધ્રા, જેતપુર, ધોરાજી, વગેરે મુખ્ય શહેરોમાં પણ નિશાળો ઉઘાડી; તથા એ ગુજરાતી વિભાગમાં પોતાને મદદ કરવા રાજકોટ સરકારી ગુજરાતી શાળાના હેડમાસ્તર લેખે સુરતના પ્રસિદ્ધ દુર્ગારામ મછારામ મહેતાજીને આણ્યા. હોપ સાહેબ, પ્રાણલાલ મથુરાદાસ, અને મોહનલાલ રણછોડદાસ, કવિ દલપતરામ, મહીપતરામ રૂપરામ, કવિ નર્મદ વગેરેએ મળી નવી વાચનમાળાની સાત ચોપડીઓ, વ્યાકરણ, લેખાવલી, ભૂગોળવિદ્યા, ખગોળવિદ્યા, ઇતિહાસ વગેરે ચોપડીઓ તૈયાર કરી. (આ બુક કમિટિને લગતી વિશેષ હકીકત માટે જુવો ૧ કોવેસ્ટન જે. જી. નો અંગ્રેજી અહેવાલ, નવી હાલ ચાલતી વાચન માળાની રચના વિષેનો, અને રા. રા. હીરાલાલ ત્રિ. પારેખ

કૃત ગુજ. વ. સોસાયેટીનો ઇતિહાસ વિભાગ ૧ લો.) અને બધી શાળાઓમાં નિયમિત વર્ગોમાં આજ ચોપડીઓનું નિયમિત રીતે અધ્યયન તથા તે અધ્યયનનીજ નિયમિત રીતે સામાયિક પરીક્ષાઓ શરૂ થતાં આખા પ્રાંતમાં તમામ બાળકોને એકધારી કેળવણી મળવા લાગી. અને કાઠીઆ-વાડના રાજાઓએ શાળાઓ માટે પ્રાંતમા સૌથી વધારે સગવડવાળાં અને આકર્ષક મકાનો બંધાવવા માંડયાં. રાજકોટ પછી સૌથી પહેલી સરકારી અંગ્રેજી નિશાળ ભાવનગરમાં ઉઘડી, અને ભોગીલાલભાઈ પછી ગોપાળજી સુરભાઇ વડા કેળવણી અધિકારી નીમાતાં, એમણે ગુજરાતી તેમ અંગ્રેજી નિશાળો વધારવાનું કાર્ય રાજાઓ અને દીવાનોની સક્રિય સહાનુભૂતિ મેળવીને નિયમિત વેગે આગળ ધપાવ્યુ.

ત્રણ પેઢી.

તે વખતના શિક્ષકોને આ નવી કેળવણીથી દેશોદય થવાનો એવી પૂરેપૂરી શ્રદ્ધા હતી; પોતાના કામકાજ ઉપર ઉપરીઓની નજર છે એવો અનુભવ હતો; અને પોતે શિક્ષક લેખે કુશળ, બાહોશ અને કર્તવ્યનિષ્ઠ માલમ પડશે તો પોતાની અંગત ચડતી થતાં પણ વાર નહીં લાગે એવી

આશા હતી. તે વખતનાં માબાપો અને બાળકો સુદ્ધાંને આ નવી કેળવણીનો લાભ મહામોટો વસતો હતો. એ દ્વારાજ દેશ વર્તમાનયુગના ગુણો, જ્ઞાનો અને ક્રિયાસિદ્ધિની ચાવીઓ કમાશે અને સંપત્તિ તેમ ગૌરવ મેળવશે એવી એ સૌને શ્રદ્ધા હતી. મતલબ કે સૌ પોતપોતાને સ્થાનકેથી આ કેળવણીને તેના પૂર બહારમા વિકસાવવા એકતંતી ઉમંગથી મચ્યા, અને તેને માટે કેટકેટલા ભોગો આપવા પડે છે, શી શી મુશ્કેલીઓ પડે છે, તેમ તેનામા દુષણો ને ખામીઓ કિંવા આપણા જીવનને ન ફાવે એવા બીજકો હશે કે કેમ, એ કશુ જોયુજ નહીં. ઉત્તરોત્તર વધતી જતી આર્થિક અને બીજી મુશ્કેલીઓમાં ઇ. સ. ૧૯૦૦ અને તે પછીના સમયમાં શિક્ષકો, વડીલો અને વિદ્યાર્થીઓમાં કેળવણી તરફ તદ્દન ફરી ગયેલુ માનસ જોઇયે છીયે, અને તેને કેળવણીસસ્થાના આરંભકાળની મનોદશા સાથે સરખાવીએ છીએ ત્યારે આપણે આપણા દેશમાં કેવો મહાભારત પરિવર્ત્ત કેટલી ઝડપથી થતો જાય છે, તેની કાઇક ઝાંખી થવા પામે છે. આપણા વડીલોએ નવી કેળવણી જે ઉત્સાહી આદરભાવથી ઝીલેલી તે ઈ. સ. ૧૮૭૫ થી ૧૯૦૦ લગી આપણે ભણતા હતા

ત્યારે આપણી રહી નહોતી. પરંતુ આપણને એ કેળવણીમાં શ્રદ્ધા તો હતી. એ પૂરેપૂરી અને એના ઉચ્ચત્તમ રૂપમાં ગ્રહણ કરવાનો આપણનેયે આગ્રહ હતો. અને એની સામે ધર્મ, નીતિ, બુદ્ધિ કે અનુભવની કોઇ ભાવનામાંથી કશુંએ વિરોધ બીજ આપણા માનસમાં પેઠેલું નહતું. ઇ. સ. ૧૯૦૫ થી ૧૯૨૦ લગી એ કેળવણીની સસ્થાઓમાં દાખલ થયેલી આપણાંજ સંતાનોની નવી પેઢીનુ માનસ આથી કેટલું તો ભિન્ન થઇ ગયું છે તે પણ આપણે નજરે જોયું છે. આદરભાવને બદલે અનાદર એટલું જ નહીં પણ ચોખ્ખો અને ઉગ્રતર થતો જતો વિરોધ ઘોડાપુરને વેગે વધતો ગયો છે. અને શિક્ષકો તેમ શિષ્યો બન્નેના ઉત્સાહમાં પણ એજ વેગે ઓટ થઇ ગઈ છે. કેળવણીની આખી સંસ્થા વિષે આ પ્રમાણે માથાથી ટોચ લગી સર્વવ્યાપી અનાસ્થા જોતજોતામાં અર્થાત એક કે સવા પેઢી જેટલા ટુંકા સમયમાં થઇ ગઈ છે એ વિષે સૌ એક મત છે. શાં કારણોથી આમ થવા પામ્યુ તે વિષે ઘણોજ અને ઉગ્ર મતભેદ પણ પ્રવર્ત્તી ,રહ્યો છે; પરંતુ કારણોની નોંધ, શોધ, તપાસ કે તાવણીમાં ઉતરવાનું આ સ્થાન નથી. હાલની ફરી ગયેલી મનોદશામાં આશા-

રામભાઇનો જમાનો એ કેળવણીમાં કેટલાતો ઉત્સાહ અને આદરથી જોડાયો તે આપણી કલ્પનામાં પણ એકાએક આવે એવું ન હોવાથીજ તે જમાનાની પરિસ્થિતિનો સારો ખ્યાલ બંધાય એટલા માટે આટલું પણ વિવેચન કર્યું છે.

## અભ્યાસ

આશારામભાઈના શરીર તેમ મનનો બાંધો પહેલેથી દૃઢ હતો અને કોઈપણ સો છોકરા ભેગા થાય તેમાં ચંચળ અને બુદ્ધિશાળી તરીકે તેઓ તરી આવે એવા પ્રથમથી હતા. એટલે આ શિક્ષણક્રમમાં તેઓ પગથીએ પગથીએ પૂરેપૂરો લાભ મેળવતા મેળવતા તેમ વર્ગે વર્ગે શિક્ષકોની પ્રીતિ સંપાદન કરતા કરતા ચઢયા. મીશન સ્કૂલમાંથી, એટલે છેટે ધીરી શકાય એવી ઉંમરના થતાં સરકારી શાળામાં દાખલ કરવામાં આવ્યા. તે વખતે એમના શિક્ષકોમાં મહેતાજી ત્રંબકનાથ અને ગણપતરામ હતા. એ પાછળ આવી ગયું છે. એમનો ગુજરાતી અભ્યાસ પૂરો થયો તે પહેલાં અંગ્રેજી શાળા સ્થપાયેલી હતી. એટલે જરાપણ સમય ખોયા વગર તેઓ તેમાં ચઢયા. અને ઇ. સ. ૧૮૫૪ ના ઇંડીઆ ઑફીસના કે ઐતિહાસિક ડીસ્પેચ અન્વયે મુંબઇમાં નવો

એક્ટ થઇ યુનિવર્સિટી સ્થપાઈ અને એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુશનમા તેના ઉચ્ચતર (હાયર) ધોરણનું શિક્ષણ શરૂ થયું. તે સાથે આખા ઈલાકાની અંગ્રેજી શાળાઓમા તેમાં દાખલ કરવા જેટલી જ્ઞાન અને બુદ્ધિની યોગ્યતાવાળા નવજુવાન વિદ્યાર્થીઓને તારવી લેવા માટે લગભગ દરેક નિશાળમાં સૌથી ઉપલા વર્ગના વિદ્યાર્થીઓની વાર્ષિક પરીક્ષા લેવાની શરુઆત થઈ. યુનિવર્સિટીએ પોતે મેટ્રીકયુલેશન પરીક્ષા લેવા માંડી તે પહેલા તેનીજ ગરજ આ અંતિમ પરીક્ષા સારતી.

### એન્ટ્રન્સ પરીક્ષા.

રાજકોટની અંગ્રેજી શાળામા આ કોલેજ એન્ટ્રસ પરીક્ષા પ્રથમ પહેલી ઈ સ. ૧૮૫૯ ના આરંભમા લેવાઇ. મુબઈથી આવેલા છાપેલા પ્રશ્નપત્રકોના જવાબ ઉમેદવારોએ પોલિટિકલ એજંટ કરનલ જે. ટી બાર સાહેબની કોઠીએ પોલીસના ચોકી પ્હેરા તળે બેસીને લખ્યા; અને હેડમાસ્તર સાહેબે દફતરદાર સાહેબની નિગેહબાનીમા દરેક ઉમેદવારનો જવાબ બરાબર સીલ કરીને મુબઈ મોકલાવ્યા પરીક્ષાને એટલુ ગૌરવ અપાતું કે તે ચાલતી હતી તે દરમિયાન બાર સાહેબ જાતે આટો મારી જતા તથા છોકરાઓ અંગ્રેજી

વાતચીતમાં કેવા છે તે જાણવાને જાતે તેમની સાથે સામાન્ય સવાલ જવાબ કરતા. જેથી છોકરાઓ ખૂબજ રાજી થઇ, ઘેર આવતાં એ અક્ષરે અક્ષર પ્રશ્નોત્તર ન્હાનાં મોટાં મંડળોમાં બડી છટાથી સંભળાવતા.

આશારામભાઇનો અભ્યાસ એટલો થઇ ગયો હતો કે હેડમાસ્તર સાહેબે એમને આ પહેલી પરીક્ષામાંજ બેસવા દીધા અને તેઓ એમાં દરેક વિષયમા સારી રીતે પાસ પણ ઉતર્યા.

## કેળવણી અટકી.

પરતુ આ ૭૦-૭૫ વર્ષના અરસામાં કેળવણીમાં અને આપણાં સૌનાં તે તરફના વલણોમાં મહાભારત ફેર પડી ગયો છે. તે કરતાંએ વધારે મહત્ત્વનો ફેર મુસાફરીઓની ઝડપ અને સુગમતામાં પડી ગયો છે. ઇ. સ. ૧૮૫૯ માં એટલી કાચી વયના એકનેએક મોઘા પુત્રને મુંબાઇ જેવા સ્થળમાં અને મુંબાઇ જેટલા સેંકડો માઇલના અંતરે જૂના વિચારના વડીલો ધીરેજ કેમ? વળી વેપાર અર્થે કોઇ પોતાના સંબધમાં શાહ વેપારી હોય અને તે જાતે વળગે તો તેની સાથે એટલે બધે દૂર પણ મોકલવાને તે કાળના

વડીલો છોકરાને લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે તો ના કેમ પડાય એવા વલણથી કદાચ લલચાય. પણ માત્ર ઉચ્ચતર કેળવણીની ખાતર તો એ અભણ જુના વિચારના અને કેળવણીના અમાપ ફાયદાથી છેક અનભિજ્ઞ માબાપ એવું ડગલું અઘટિતજ ગણે એ દેખીતું છે. તાત્પર્ય કે આશારામભાઈ પાસ થયા તથાપિ વધુ અભ્યાસ માટે મુંબાઈ જઈજ શક્યા નહીં. અને એમની શાળાકેળવણી આટલેથીજ અટકી તે અટકી.



## પ્રકરણ ૪ થું.

### શાહ આશારામ દલીચંદ. નોકરી : પૂર્વાર્ધ.

### શાળા મિત્રો.

પાછલા પ્રકરણમાં મૂળ સુરતથી પૂણા ખડકી જઈ વસેલા એટલે ખડકીના કડાકા (મૂળ નામ ખડકીઆ હોવું સંભવીત લાગે છે. અંગ્રેજો આ શબ્દ અંગ્રેજી લિપિમાં લખાય તેનો ઉચ્ચાર કરાકીયા-કરાકા જેવો કરીજ નાંખે.) શેઠે લશ્કરનો ઘાસ દાણો પૂરો પાડવાનો ઇજારો રાખેલો અને તે અન્વયે લશ્કર સાથે રાજકોટ આવેલા, એ હકીકત આવી ગઇ છે. એમની વગથી એમના એક કુટુંબી હોરમસજી કડાકા રાજકોટના લશ્કરમાં કોમીસરીયેટ ખાતામાં હેડકલાર્ક થયા હતા. હોરમસજીને પાંચ પુત્ર હતા. તેમાંથી બીજા બેહરામજી આશારામભાઇ સાથે એકજ વર્ગમાં ગુજરાતી અને અંગ્રેજી ભણ્યા અને બન્ને એક બીજાના દીલોજાન દોસ્ત થઈ ગયા. બેહરામજીનાં માતુશ્રી સોનાબાઇ પણ આશારામભાઈને પોતાના પુત્ર જેવોજ ગણતાં. કડાકા શેઠ સાથે ભાગમાં ડમરી શેઠ હતા એ પણ પાછળ લખાઈ ગયું છે.

ડમરી કુટુંબના બેજનજી ( જે પાછળથી કાઠીઆવાડ એજન્સીમાં નોકરી લઈ ગોંડળના દીવાન થવા ભાગ્યશાળી થયા હતા, અને એ મોટી પદવી એમણે વર્ષો લગી ભોગવી, તથાપિ છેક નિરભિમાની નિખાલસ અને મિલનસાર અસલ જેવાજ રહ્યા હતા, તથા રાજા પ્રજા અને એજન્સી ત્રણેના એક સરખા-વિશ્વાસપાત્ર રહેવાની વિરલ અને ઉજ્વલ કીર્તિ રળ્યા હતા તે. ) પણ રાજકોટની નિશાળોમાં આ અરસામાંજ ભણેલા, અને એ આશારામભાઈના કિશોર વયથીજ થયેલા બીજા પારસી સન્મિત્ર હતા. આશારામભાઈના આ બન્ને પારસી મિત્રોમાંથી બેજનજી શેઠ એમના જેટલુંજ લાંબું આયુષ્ય ભોગવી થોડાં વર્ષ ઉપરજ ગત થયા છે.

લીંબડી.

આગળ ભણવા જવાનો તો સંભવ ન્હોતો એટલે આશારામભાઈએ પરીક્ષાનું પરિણામ આવતાંજ ધંધે લાગી જવાનો કે નોકરી મેળવવાનો વિચાર કર્યો. એજન્સીમાં તે વખતે જૂનાગઢી નાગરો મોટી સંખ્યામાં નોકર હતા. બીજી ન્યાતના કોઇને પણ અંદર દાખલ થતાં અત્યંત મુશ્કેલી પડતી. ધંધે વળગવાનો જોગ કંઈ મળી આવ્યો નહીં, એટલે

આશારામભાઇએ કેળવણી ખાતામાં નોકરી મળતી હતી, તેજ લઇ લીધી, અને ઇ. સ. ૧૮૫૯ ના જુલાઈ માસમાં લીંબડી જઇને શાળાશિક્ષક બન્યા. લીંબડી ઠાકોર સાહેબ ફતેહસિંહજીનાં બેલાવાળા રાણી હરીબાના બાળક કુમાર જસવંતસિંહજી ઇ. સ. ૧૮૫૮માં જન્મ્યા હતા તે લીંબડીના પાટવી હતા. મોરખીનું બેલા - આ ગામના ઠાકોર મોરખી ભાયાત હતા. ઠાકોરસાહેબ ફતેહસિંહજી ઇ. સ. ૧૮૬૨ માં ગત થતાં લીંબડીમાં સરકારની દેખરેખ થઇ. જસવંતસિંહજી પાંચ વર્ષના ન થયા ને એમને ભણાવવા માટે શિક્ષક નીમવાની જરૂર જણાઈ. કેમકે એમનો ઉઠાવ ન્હાનપણથી અસાધારણ હતો, અને ઉચ્ચારતો બોલતા થયા ત્યારથીજ શુદ્ધ અને મધુર કરતા.

લીંબડીને દીવાનપદે જુનાગઢી નાગર ભગવાનલાલ મદનજી હતા, તેમણે, કેળવણીના ફેલાવ માટે એજન્સીના સાહેબોને કેટલો આગ્રહ છે તે ધ્યાનમાં હોવાથી, આશારામભાઇને એમના કામકાજમાં પ્રથમથી પૂરેપૂરી સહાયતા આપી: અને પરિચય વધતાં તેમને ખાત્રી પણ થઇ ગઈ, જે આશારામભાઈ પોતાના શાળાખાતાના કામકાજનેજ વળગી

રહેનારા છે. આડીઅવળી ખટપટમાં પડવાની એમની પ્રકૃતિજ નથી. વળી ઇ. સ. ૧૮૫૯ થી લીંબડી આવીને વસ્યા હતા, તે દરમિયાન આશારામભાઇને બેલાવાળાં રાણીના ખાનગી કારભારી મકનજી કુબેરજી આચાર્ય સાથે મિત્રતા બંધાઇ હતી. દીવાન અને ખાનગી કારભારી બન્નેએ આશારામભાઇ ઉપર એકસરખો વિશ્વાસ મેલીને કુમારશ્રી જશવંતસિંહજીના શિક્ષક તરીકે એમનીજ નીમણુક એજન્સીની પરવાનગી મેળવીને કરાવી. કુમારશ્રીને આશારામભાઇના શિક્ષણનો લાભ થોડા મહિનાજ મળ્યો. કેમકે જુલાઈ ૧૮૬૩ માં કેળવણીખાતાએ આશારામભાઇને લીંબડીથી ખસેડીને વધારે પગારથી જામનગરની શાળામાં નીમ્યા. પરતુ ઠાકોર સાહેબ જસવંતસિંહજીએ તો પોતે જીવ્યા ત્યાંસુધી પોતાના પ્રથમ પહેલા ગુરુ લેખે આશારામભાઇનેજ માન આપ્યું. આશારામભાઈ પહેલાં જામનગરની શાળાના મહેતાજી ગુલાબદાસ મજભુવણદાસ કાજી હતા. તેઓએ જામશ્રી વિભાજીના આગ્રહથી રાજ્યમાં નોકરી સ્વીકારી એટલેજ આ જગા ખાલી પડી ત્યાં આશારામભાઇ નીમાયલા.

## જામનગર.

જામનગર શહેર લીંબડીથી મોટું અને વેપારી તથા બીજી રીતે દુનીઆની પ્રગતિને વધારે ઓળખનાર વસ્તી ત્યાં વધારે હોવાથી, અંગ્રેજી ભણવાને હોંસીલા કિશોરો ત્યાં સંખ્યાબંધ હતા. આશારામભાઈ જામનગર પહોંચ્યા ને તુર્ત આ હકીકત તેમણે જોઈ લીધી અને પોતે પોતાની ગુજરાતી શાળાનું કામકાજ કરવા ઉપરાંત એવા કિશોરો અને યુવાનોને લાભ થાય એવા હેતુથી એઓ પોતાના ખાનગી વખતમાં તેમને નિયમિત રીતે અંગ્રેજી પણ ભણાવવા લાગ્યા. આથી ઉજળી વસ્તીમાં તેઓ એકદમ લોકપ્રિય થઈ પડયા. તેમની આ ખાનગી શાળામાં છોકરાઓની (અને મોટી ઉમરના અગ્રેજી ભણવા આવનારાની) સંખ્યા ૬૦ લગી વધી ગઈ. અને જતે દહાડે મહારાજા જામસાહેબ વિભાજીએ પણ પોતાના દરબારમાં એમને ઇજ્જન મોકલી એમની સાથે ઓળખાણ પાડી, અને પ્રસંગે પ્રસંગે એમને તેડવા લાગ્યા. વળી મુત્સદ્દી વર્ગની પોતાની ઉછરતી પેઢીને અંગ્રેજી ભણાવવાની હોંસ એમને પણ યોગ્ય જણાતાં, એમણે પોતેજ અંગ્રેજી શાળા ખોલી અને આશારામભાઈને જૂદા રૂ. ૫૦

નો પગાર ઠરાવીને સોંપી. આમ રોજ બેવડું કામ કરતાં કરતાં આશારામભાઈ માંદા પડી ગયા. મંદવાડ ભારે હતો, અને છએક માસ ચાલ્યો. આખરે વૈદ્ય કેશવજી શવજી ખત્રીની દવાથી એમને સુવાણ થયું. જામશ્રી વિભાજી અને તેમના દિવાન શેઠ ભગવાનજી કરમશીનો આશારામ ભાઈ ઉપર વિશ્વાસ વધતો ગયો હતો. પરિણામે દિવાને શાળાખાતાની નોકરીનું આશારામભાઈ પાસે રાજીનામું અપાવ્યું, અને તેમને જામનગર તથા આમરણ વચ્ચે પ્રાંક્ષ અને બીજાં સાતઆઠ ગામ વિષે તે વખતે તકરાર ચાલતી હતી તેમાં નીમ્યા. એ તકરારના નિકાલ માટે એજન્સીએ નારાયણ વાસુદેવ ખારકરને પંચ નીમ્યા હતા. ખારકર, નૂળકર, ભાગવત જુન્નરકર, સાઠે, વગેરે દક્ષિણી વિદ્વાનો લગભગ એજન્સી સ્થપાઈ ત્યારથી ખડકી, પુના, અને મુંબાઈ વગેરેથી કાઠીઆવાડમાં આવ્યા, અને સારા સારા હોદ્દા ભોગવી ગયા. હજી પણ એ વેલો કાઠીઆવાડમાંથી છેક ઉખડી ગયો નથી. દક્ષિણીઓમાં ચિકાટી સારી પેઠે. તેનો આ પણ એક ન્હાનો તથાપિ સંગીન પુરાવો છે. આમાંથી ધ્રાંગધ્રામાં નોકરી કરનાર જુન્નરકરે તો સંસ્કૃત

### જામનગર.

જામનગર શહેર લીંબડીથી મોટું અને વેપારી તથા બીજી રીતે દુનીઆની પ્રગતિને વધારે ઓળખનાર વસ્તી ત્યાં વધારે હોવાથી, અંગ્રેજી ભણવાને હોંસીલા કિશોરો ત્યાં સંખ્યાબંધ હતા. આશારામભાઈ જામનગર પહોંચ્યા ને તુર્ત આ હકીકત તેમણે જોઈ લીધી અને પોતે પોતાની ગુજરાતી શાળાનું કામકાજ કરવા ઉપરાંત એવા કિશોરો અને યુવાનોને લાભ થાય એવા હેતુથી એઓ પોતાના ખાનગી વખતમાં તેમને નિયમિત રીતે અંગ્રેજી પણ ભણાવવા લાગ્યા. આથી ઉજળી વસ્તીમાં તેઓ એકદમ લોકપ્રિય થઈ પડયા. તેમની આ ખાનગી શાળામાં છોકરાઓની (અને મોટી ઉમરના અંગ્રેજી ભણવા આવનારાની) સંખ્યા ૬૦ લગી વધી ગઈ, અને જતે દહાડે મહારાજા જામસાહેબ વિભાજીએ પણ પોતાના દરબારમાં એમને ઇજ્જન મોકલી એમની સાથે ઓળખાણ પાડી, અને પ્રસંગે પ્રસંગે એમને તેડવા લાગ્યા. વળી મુત્સદ્દી વર્ગની પોતાની ઉછરતી પેઢીને અંગ્રેજી ભણાવવાની હોંસ એમને પણ યોગ્ય જણાતાં, એમણે પોતેજ અંગ્રેજી શાળા ખોલી અને આશારામભાઈને જૂદા રૂ. ૫૦

નો પગાર ઠરાવીને સોંપી. આમ રોજ બેવડું કામ કરતાં કરતાં આશારામભાઈ માંદા પડી ગયા. મંદવાડ ભારે હતો, અને છએક માસ ચાલ્યો. આખરે વૈદ કેશવજી શવજી ખત્રીની દવાથી એમને સુવાણ થયું. જામશ્રી વિભાજી અને તેમના દિવાન શેઠ ભગવાનજી કરમશીનો આશારામ ભાઈ ઉપર વિશ્વાસ વધતો ગયો હતો. પરિણામે દિવાને શાળાખાતાની નોકરીનું આશારામભાઇ પાસે રાજીનામું અપાવ્યું, અને તેમને જામનગર તથા આમરણ વચ્ચે પ્રાકૃ અને બીજાં સાતઆઠ ગામ વિષે તે વખતે તકરાર ચાલતી હતી તેમાં નીમ્યા. એ તકરારના નિકાલ માટે એજન્સીએ નારાયણ વાસુદેવ ખારકરને પંચ નીમ્યા હતા. ખારકર, નૂળકર, ભાગવત જુન્નરકર, સાઠે, વગેરે દક્ષિણી વિદ્વાનો લગભગ એજન્સી સ્થપાઇ ત્યારથી ખડકી, પુના, અને મુંબાઈ વગેરેથી કાઠીઆવાડમાં આવ્યા, અને સારા સારા ઓદ્ધા ભોગવી ગયા. હજી પણ એ વેલો કાઠીઆવાડમાંથી છેક ઉખડી ગયો નથી. દક્ષિણીઓમાં ચિકાટી સારી પેઠે. તેનો આ પણ એક ન્હાનો તથાપિ સંગીન પુરાવો છે. આમાંથી પ્રાંતપ્રાંમાં નોકરી કરનાર જુન્નરકરે તો સંસ્કૃત

કાવ્યો અને સુભાષિતોમાંથી કેટલાક સારા સમશ્લોકી અને બીજી રીતના અનુવાદો પણ પ્રકટ કર્યાં હતા. અર્વાચીન ગુજરાતી કવિતામાં સંસ્કૃત કવિતામાંથી તરજુમા કરનાર લેખે આ જુન્નરકરનું કામ નોંધી રાખવા જેટલી ગુણવત્તાવાળું છે. તથા ખારકર આગળ જામનગરના દાવાને લગતા પુરાવા રજુ કરવા તેમ સામા પક્ષની દલીલોનું ખંડન કરવા દિવાન ભગવાનજીએ વિનાયક નારાયણ ભાગવતને પસંદ કર્યાં હતા; તથા ભાષા, લોકાચાર, વહીવટ, ચોપડા આદિનું દોહન કરીને બધું પરદેશી ભાગવતને પૂરેપૂરૂં સમજાવવાને માટે ભગવાનજીની નજર જુવાન આશારામભાઇ ઉપરજ ઠરી. આશારામભાઇએ પણ આવી જુમ્મેદારીની તેમ પોતાનું પાણી દેખાડી આપવાની તક મળે છે તે જવા ન દેવી, એમ વિચારીને શાળા ખાતાની નોકરીનું રાજીનામું રાજીથી આપી દીધું.

સીમાડા વહીવટ વગેરેની આ મોટી અને તકરારી લડતની વીગતોમાં આપણે અહીં ઉતરવાની બીલકુલ જરૂર નથી. પંચ નારાયણરાવ ખારકરે ચુકાદો જામનગરના લાભમાં આપ્યો અને તેનો બધો જશ વિનાયકરાવ ભાગવત અને આશારામભાઇને મળ્યો.

પણ દેશી રાજ્ય એટલે – તે સમયે તો – નહીં ઘડ અને નહીં માથુ એની છેક અદ્ધર અવાસ્તવ ખટપટોની પરંપરા, જેમાં દિવાનથી માંડીને છેક ન્હાના સિપાઈસપરા લગી કોઇને પણ નિરાંત નહીં. એ અનુભવ પણ આશારામભાઇને જામનગરમાં થઇ જતાં બહુ વાર લાગી નહીં. એઓ જામનગર આવેલા ઇ. સ. ૧૮૬૩ ના જુલાઈમાં; જામસાહેબની અગ્રેજી નિશાળમાં શિક્ષક લેખે રૂ. ૫૦ નો વધુ પગાર મેળવતા થયા ઇ. સ. ૧૮૬૪ માં; શાળાખાતાની નોકરીનું રાજીનામું આપી એઓ ભાગવતની જમણી ભુજા લેખે નીમાયા ઇ. સ. ૧૮૬૫ ના આરમ્ભમાં. ઉપલી આઠ ગામની તકરારમાં જામસાહેબની જીત થઈ એજ સાલ દરમિયાન. અને એજ સાલ પૂરી થવા પામે તે પહેલાં તો આશારામભાઇ, વિનાયકરાવ ભાગવત, ગુલાબદાસ કાજી, આદિ આખા કેળવાયલા મંડળ સાથે જામનગર છોડવું પણ પડયું.

મુખ્ય કારણ પાકા દિવાન શેઠ ભગવાનજીની વ્હેમી પ્રકૃતિ. ભાગવત અને એના પક્ષે આ મોટો જશ મેળવ્યો અને વિભાજી જેવા સરલ અને ઉદાર રાજાની આ ભારે હઠ સંતોષી, એટલે શેઠને ચટપટી થઈ કે રખેને એ પરદેશીઓ

જતે દહાડે મને પણ ઉખેડી નાખે. અંગ્રેજી કલમ એમની, એજન્સી એમની, કાયદાકાનુનમાં કોઇથી બંધાય નહીં એવા અને મારે લીધે એમને મોટા લાભ મળ્યા છે તેનો ગુણ એ પરદેશી લોક શેના જાણે, એતો વધારે મોટા લાભ મેળવવાને મારો ઘાટ પણ ન ઘડે એની શી ખાતરી ? માટે જે કાંઈ કરવું તે એમનો વ્યૂહ રચાય તે પહેલાજ કરવુ સારૂં.

જામથી વિભાજીને ઉપલાં આઠ ગામ મેળવાય તે કરતાં પણ વધારે મોટી હઠ કુમારશ્રી કાળુભાને પોતાની પાછળ ગાદી અપાવવાની, એટલે અત્યારથીજ જેમ બને તેમ જલ્દી એમને પાટવી લેખે નોંધાવી દેવાની હતી. કાળુભા, જામસાહેબે એક મુસલમાનીને પોતાની રખાયત લેખે રાખી હતી તેને પેટે અવતર્યા હતા. તેઓ અપલક્ષણે પણ ઓછા ન હતા. વિભાજી જૂના જમાનાના જાડેજા હતા. રાજાને ગમે તે રાણી, એટલી હદમાંજ પોતાની સત્તા સ્વીકારાય એથી તેમને સતોષ ન હતો. રાજા ઠરાવે તે તેની પાછળ ગાદીનો પણ ધણી, રૈયતના જાનમાલ આબરૂ આદિ કુલકુલાંનો નિરંકુશ અને કેવળ બેજવાબદાર માલેક બને, એ વિશેષ સત્તા પણ

પોતાને વારસે મળેલા ઈશ્વરી અધિકારનો સૌએ જરાપણ આનાકાની વિના સ્વીકારવો જોઇએ એવો અંશ હતો, એમ તેમની તો દૃઢ માન્યતા હતી. પછીના વખતમાં રણજીતસિંહ દત્તક લેવાયા, અને જસવંતસિંહજી અવતરતાં, તેમને પાછા ઉખેડી નાંખી જસવંતસિંહજી વારસ ઠરાવાયા, અને વિભાજી પછી ગાદીએ જસવતસિંહજીજ આવ્યા, એ સર્વ બનાવો, આ રાજહઠનાંજ પરિણામ હતાં. વળી મરહુમ સર હોરમસજી વાડિયા બારિસ્ટરની લાખોની પૂંજી લક્ષ્મીની ત્રણચાર જુદી જુદી નદીઓ એમને ત્યાં સગમ પામી તેથી જમા થઇ, તેમાંની એક નદીનુ મૂળ પણ જામશ્રી વિભાજીની આ રાજહઠ. એજન્સીની પોલિસી આવી બાબતમાં બુદ્ધિબળ ખેલવાની હતી, બે મોરા આગળ કાઢી બેને પાછાં ખેંચી સવાલને જેમ બને તેમ લંબાવવાની હતી. અને ભાગવત આદિ નવા શિક્ષણના મદમાં ડોલતું સુધરેલુ વાજું આવી બાબતમાં જામસાહેબને સત્તર આના અનુકૂળ નહીંજ વર્તી શકે, એવો જામસાહેબને પણ વ્હેમ જાય તેમાં નવાઈ નહીં. ઉસ્તાદ શેઠે આ વ્હેમનો લાભ લીધો. પોતે કાણભા પ્રકરણમાં પણ હજૂરની વ્યાજબી જિકરને વિજય અપાવવાનુ માથે લઈ,

સાથે માગી લીધું કે એમાં મોટામાં મોટી આડખીલી આ નવું નવી કેલવણીએ ફાટેલું મંડળજ છે. એમને દૂર કરો અને પછી જોઈલ્યો આપ આ તળપદા મુત્સદ્દીની ઝપટ ! જામસાહેબને ગળે ગોળી ઉતરી ગઇ, અને વિનાયકરાવ ભાગવત, કાજી, અને આશારામભાઈના મંડળને એકાએક જામનગરમાંથી રજા મળી; ઇ. સ. ૧૮૬૫ ની સાલ પૂરી થાય તે પહેલાંજ.

## રાજકોટ.

આખું મંડળ રાજકોટ આવ્યું. પોલિટિકલ એજન્ટ કર્નલ કીટિંજ હતા. તેમને કાને બધી હકીકત પહોંચી. એવામાં – લીંબડીમાં ઠાકોર સાહેબના અવસાન પછી પાટવી જસવતસસિંહજીની બાલ્યાવસ્થામાં — રાજ્યનો વહીવટ એજન્સી તરફથી નીમાયલો મેનેજર રાજ્યમાતાને અનુકૂળ રહીને કરતો હતો; તે જગા ખાલી પડતાં, કીટિંજ સાહેબે ભાગવતને લીંબડી મેનેજરની જગા ઉપર મોકલ્યા, અને કાજી તથા આશારામભાઇને એજન્સીની કોરટોમાં વકીલાત કરવાની સનદો આપી. ગુલાબદાસ અને કાશીદાસ કાજીએ અંગ્રેજી-ગુજરાતી છાપખાનું પણ રાજકોટ કાંપમાં આજ અરસામાં કાઢયું.

કાઠીઆવાડના રાજાઓની પહેલા, બીજા, એમ સાત વર્ગમાં વહેંચણી તથા દરેક વર્ગના રાજાની સત્તાને મર્યાદાઓ બાંધવામાં આવી હતી. એજન્સી તરફથી ત્રીજા વર્ગ અને તેથી ઉતરતી પાયરીના રાજ્યોની રૈયતના લાભ માટે કાઠીઆવાડના ચાર પ્રાંત ગણી પ્રાંતે પ્રાંતે થાણાઓ પણ નાખવામાં આવ્યાં હતાં. અને આ થાણાદારની કોર્ટથી માંડીને એજન્સીના વરિષ્ટ ન્યાયાધિકારી જ્યુડીશિયલ આસિસ્ટંટની કોર્ટ લગી અપીલોના હક્ક પહેલીવાર દાખલ કરી દીવાની દાવા અને ફોજદારી ગુનાઓ માટે બ્રિટિશ મુલકને મળતી કોરટો વગેરે નવીજ ચાલુ કરવામાં આવી હતી. એટલે વકીલાતના ધધાનું નવું કસદાર-ક્ષેત્ર તાજેતરજ ઉઘડયુ હતું. આશારામભાઈને નવી કેળવણીનો – મેટ્રિક લગીના ભણતરનો – લાભ ચોગ્ય સમયે અને તેમની ચોગ્ય ઉમરેજ મળ્યો તેમ આ વકીલાતના ધંધામાં પ્રવેશનો લાભ પણ તેમને અણીને વખતે અને ઉમર તેમ અનુભવમાં તેઓ ઉચિત પગથિયે પહોંચતાં, કાળના બળોના વહનને લીધેજ મળવા પામ્યો.

આ ધધાને વળગી રહી જો તેઓ બાકીનું આયુષ્ય વકીલાત કરવામાંજ ગાળત તો તેમનું આખું ભવિષ્ય ફરી

જાત. એમની હારના પ્રથમ પહેલી પેઢીના વકીલોને કાઠી-આવાડમાં વકીલાત જેમ ફળી તેમ એમને પણ ફળત. આબરૂ અને લક્ષ્મી બને રળવામાં તેઓ મોખરેજ નિઃસન્દેહ નીકળી આવત.

કીટિંજ સાહેબે પ્રતિષ્ઠિત, અનુભવી અને બુદ્ધિશાળી માણસોને પસંદ કરી કરીને વકીલાતની સનદો આપવા માડી. એ ઉપરાંત તેમણે સિવિલ પ્રોસીજર કોડ, ક્રિમિનલ પ્રોસીજર કોડ, પીનલકોડ, એવિડન્સ એક્ટ, કોંટ્રાકટર એક્ટ એવા મુખ્ય કાયદાઓમાં પરીક્ષા લઇ પાસ ઉતરે તે ઉમેદવારોને પણ વકીલાતની સનદો આપવાનું ઠરાવ્યુ. આવી પ્હેલી પરીક્ષા ઇ. સ. ૧૮૬૬–૬૭ મા લેવામાં પણ આવી.

આશારામભાઈ વકીલાતને વળગી રહેતાં પોતાને કેટલો લાભ થવા સંભવ છે એ ન્હોતા જોઇ શકયા એમ નહીં. પરંતુ વ્યવહાર અને દુનીઆદારીની આવી મોટી બાબતોનો નિર્ણય અનેક સંજોગોને તેમ ન્હાનામોટાં પ્રકટ પણે મૂલવાતાં તેમ અપ્રકટપણે માણસની રુચિઓને ખેંચતાં અને ઠેલતાં આકર્ષણોને આધીન હોય છે. એક તો ન્હાનચંદ શાહે અમદાવાદમાંજ સ્થાયી થયા પછી એમણે પોતાની રાજકો-

ટની દુકાન કાઢી નાખી હતી. દલીચદ શાહે પણ પોતાનો વેપાર આશારામભાઇ લીંબડી છોડી જામનગર ગયા તે અરસામાં મંદ પાડી દીધો અને પછી સંકેલી દીધો. કાઠીઆવાડમાં સૌથી કીમતી માલને મોટા જથામાં ખરીદનાર વર્ગ – રાજાઓ રાણીઓ, એમના માનીતા હજૂરિયા આદિ – ઘણીખરી ખરીદી ઉધાર કરે છે, અને એમની કનેથી લ્હેણું વસુલ કરવામાં અસાધારણ મુશ્કેલી પડે છે, વિલંબ થાય છે, અને અણધાર્યો ખર્ચ પણ લાગી જાય છે, જ્યારે વેપારીને તો માલનો અવેજ અમુક મુદ્દતે મૂળ ધણીને ન પહોંચાડાય તો વ્યાજ પણ ભરવું પડે છે. આ એક વિશેષતાને લઇને એ વર્ગો સાથેનો ધંધો આરંભે જે અત્યંત લાભકારક અને મીઠો લાગે છે, તે અનુભવ થતાં છેક ઉલટા પ્રકારનોજ સિદ્ધ થાય છે. અને અત્યારે પણ આ વર્ણન એ વર્ગના ખરીદનારાને તથા તેમની સાથે સબંધ રાખનાર વેપારીને કંઇક અંશે લાગુ પડે છે, તો ઇ. સ. ૧૯મી સદીના મધ્યમાં તો કેટલુ બધું વધારે લાગુ પડતું હતું તેનો આજના વાંચનારને એકાએક ખ્યાલ આવે એમ પણ નથી. મતલબ કે આશારામભાઇને જામનગર છોડવું પડયું તે અરસામાં દલીચંદ શાહનાં દુકાન, વેપાર, આડત

વગેરે છેક બંધ પડી ગયાં હતાં, અને આખા કુટુંબને રોજના નિર્વાહને માટે પણ પેલી અંગ્રેજી કહેવત પ્રમાણે હાથમાં આવે તે એક પંખી ઝાડીમાંનાં અનેક પંખીઓ કરતાં અનેક ગણું કીમતી લાગે એવી સ્થિતિ હતી. થોડી પણ નિયમિત રીતે મળ્યા કરે એવી ચોક્કસ કમાણી વકીલાતમાંથી કે રાજાઓની મહેરબાનીથી ભાવિમાં થનાર ગમે તેટલી અઢળક પ્રાપ્તિ કરતાં પણ તે ક્ષણે આશારામભાઇને મન મોટી વસ્તુ હતી. એમનો જીવન માર્ગ બીજો થઇ ગયો તેનું એક કારણ આ.

બીજું કારણ તે સમયે કાઠીઆવાડનાં રાજ્યોમાં રાજના નોકર ચાકરોના વૈભવ. આશારામભાઇએ મી. ભાગવત સાથે કામકાજ કર્યું તેટલા મહિના તંબુઓ, શિગરામો, ઘોડાગાડીઓ, સવારો, ખેપીઆ, નોકરનફરો અને ગામડાના અમલદારો એમ મળીને ન્હાના જેવાં લશ્કરની મધ્યમાં અને તેના કુલ મુખતિયાર ઉપરી અને માનીતા લેખેજ એમણે જીવન લ્હાવો લીધો, એ અનુભવ એમની નવયુવાન અવસ્થામાં એમને ન્હેલો હતો તેમ કોઇને પણ આંજી નાંખવાને સમર્થ હતો. પછી મોરબીમાં નોકર રહ્યા ત્યારે પણ નિવાસ માટે મોટો ડેલો, સવારી માટે ઘોડાગાડી, શિગરામ અને સુંદર

પાણીદાર ઘોડા કે ઘોડી, દરવાજે આઠેક સિપાઇ બેઠાજ હોય. દુઝણા માટે ગાય, ભેંસ, પાકાં સીધાં માત્ર ચીઠી લખતા ચાલ્યાં આવે. અમથા કોઇને મળવા કે દર્શનેજ જાય ત્યારે પણ પાછળ બે સિપાઈ, અને ઠાકોર સાહેબ સ્વામીની કૃપા દૃષ્ટિ: એવા એવા વૈભવની જાણ્યે અજાણ્યે માણસના મન ઉપર કેટલી અસર થાય તે ભૂલવું ન જોઇએ. વળી આમાં આશારામભાઇને માટે અસાધારણ ગોઠવણ કરવામાં આવેલી એમ પણ નહીં: તે સમયે કાઠીઆવાડના બધાં મોટાં રાજ્યોમાં રાજ્યના નોકરોનો એવોજ વૈભવ હતો; ભાવનગર, જુનાગઢ જેવાં રાજ્યમાં અમુક દિશામાં વધારે તો બીજા રાજ્યોમાં બીજી દિશામાં વધારે, એટલોજ ફેર પડતો. થોડી પણ નિયમિત રીતે મળતી કમાણી અને માનસિક નિરાંત તેમ વળી સારૂં કામ કરનારને પોતાના કામમાં રસ ઉપરાંત ઉપરી દેખતા છે અને કદર કરશેજ એવા અનુભવજન્ય વિશ્વાસનો આનંદ, – એ સૌથી વધારે સરકારી નોકરીમાંજ મળે એમ તે વખતે પણ સૌ જોઇ શકે એટલું બધું સ્પષ્ટ હતું. આ સમય પછી પણ આશારામભાઇને પાછા સરકારી નોકરીમાં જોડાઈ જવાના એક કરતાં વધારે પ્રસંગ આવેલા:

એમના ગુણો અને કાબેલીઅતો જાણનાર સાહેબોએ એમને એકથી વધારે વાર પૂછેલું અને દબાણ પણ કરેલું. આગળ વર્ણવવામાં આવે છે, તે મુજબ મુંબઈ સરકારે મોરબી માટે ઠાકોર સાહેબશ્રી વાઘજી લાયક ઉંમરના થતાં લગી તે સ્ટેટ બે દેશી એડમિનિસ્ટ્રેટરોને કુલ સત્તા આપી તેમને સોંપ્યું, તે વખતે મુંબઈ સરકારના એક મોટા અમલદારે આશારામભાઈને જીલ્લામાં સારી સરકારી નોકરી આપવા પોતાની ઇચ્છા દેખાડેલી. આ એમણે લઇ લીધી હોત તો-પણ તે તારીખથી એમની આખી જીંદગી ફેરવાઇ જાત. પણ એમણે ઘણો ઘણો ઉપકાર માનીને ના જ પાડી. પરંતુ આવા પ્રસંગો વિષે ઉત્તરાવસ્થામાં આશારામભાઇ જ્યારે જ્યારે બોલતા ત્યારે ત્યારે શ્રોતા ન્હાની ઉંમરના અને એમના બાળકોમાંના હોય તો પ્રથમ પ્હેલું માથું બાંધતા. " જો જો, હોં ભાઇ, તમે કદાપિ દેશી રાજ્યની નોકરી સ્વીકારવાની ગંભીર ભૂલ કરશો નહીં. " પણ તે પછી ઉપર વર્ણવેલી દેશી રાજાના ન્હાનામોટા અમલદારની આસપાસ વૈભવ અને દોરદમામની મોહક વિભૂતિનો ચિતાર પણ વચ્ચે વચ્ચે ટકોર સાથે આપતા. અને ઉપસંહારમાં કહેતા,

જે "અમને તે જમાનાના જુવાનોને સરકારી નોકરી મુકાબલે "લૂખી" લાગતી. જાણે જમવા બેસીએ ત્યારે જારના રોટલા ને ગાજરનું અથાણુંજ પીરસાય એવી: પોષક પૂરતી, પણ લૂખી. રાજાની નોકરીમાં કેસરીઆ પકવાન્ન, પાપડ, અથાણા અને મોસમ પ્રમાણે બધાંય શાક, ઉપરાંત દૂધ, દહીં, છાશ, માખણ અને ઘી તમામના દર ટંકે પીરસણનો જેને એક વાર ચટાકો લાગી જાય; તે પછી તેને છોડી સરકારી નોકરી ભાગ્યેજ સ્વીકારી શકતો. એવામાંથી ઘણામાં આવડત અને પ્રમાણિકપણાના ગુણ પણ બહુ ઓછા: ઘણાખરા ખટપટના જીવડા એટલે સરકારી નોકરી માટે લાયક પણ નહીં; પરંતુ એતો વળી જુદી બાબત."



# પ્રકરણ ૫ મું.

## નોકરી, ઉત્તરાર્ધ

### મોરબી

ઠાકોર રવાજીએ પ્રથમ આશારામભાઇને પોતાના પાટવી કુમારશ્રી વાઘજીના શિક્ષકનું કામ સોંપ્યું. થોડાજ વખતમાં જોડે જોડે એમને ખાનગી કારભારી (પ્રાઇવેટ સેક્રેટરી) નાં કામ પણ સોંપવા માંડયાં. અંગ્રેજી કાયદાઓ કયા કયા અને કેટલે દરજ્જે રાજમાં સ્વીકારવા એ મોટો અને વિકટ સવાલ તે સમયે કીટિંજ સાહેબે રાજ્યોના વર્ગ બાંધી રાજાની સત્તાને મર્યાદિત કરી તે સમયથી પહેલા અને બીજા વર્ગના દરેક રાજને પોતપોતાને માટે ઉકેલવાનો હતો, તેને અંગે મોરબી ઠાકોર સાહેબ અને દિવાને પોતાના મોટા અમલદારો અને વિશ્વાસુ અનુભવી મુત્સદ્દીઓની "ન્યાય-સભા" નામે મસ્લહતી મંડળી નીમી હતી. આશારામભાઇને એ મંડળીમાં પણ જોડવામાં આવ્યા. જૂનાગઢ અને મોરબી વચ્ચે જોરતલબીના સંબંધમાં મોટી તકરાર કેટલાક વખતથી ચાલતી હતી. સરકારે લશ્કરી હેબર્ટ સાહેબને આ કામમાં

પંચ નીમ્યા હતા. જૂનાગઢ તરફથી ભરૂચના દેસાઈ પ્રાણલાલ શંભુલાલ વકીલ હતા. વડોદરા અને જૂનાગઢ વચ્ચે ગીરના મુલકમાં સરહદ કયાંથી કયાં લગી બાંધી આપવી, એ અતિ મોટી બાબતમાં પણ સ્વ. પ્રાણલાલે જૂનાગઢના વકીલ લેખે હેબર્ટ સાહેબ આગળજ દોઢ બે વર્ષની લાંબી મુદત લગી કામ ચલાવેલું, એટલે એમને હેબર્ટ સાહેબના વલણોનો સારી પેઠે પરિચય થઇ ગયો હતો, અને સાહેબને પ્રાણલાલ ઉપર વિશ્વાસ પણ સારો બેઠો હતો. હેબર્ટ સાહેબને શિકારનો શોખ ભારે. ગીરમાં શિકારની જેટલી અનુકૂળતા તેટલી કાઠીઆવાડના બીજા ભાગોમાં નહીં. વળી દેસાઇ પ્રાણલાલ ન્યાતે બ્રહ્મક્ષત્રિય એટલે શિકારમાં પણ માચડા ઉપર સાહેબની સાથે ને સાથે રહેતા, તરવાર બંધુક વાપરી જાણતા, અને સાહેબની બધી સગવડોની બને તેટલી તજવીજ રાખતા. આમ પ્રાણલાલનો અને એમનો નાતો ન્યાયાધીશ અને વકીલના કરતાં અંગત દોસ્તી જેવો પણ થવા પામેલો. આથી કરીને આ જોરતલબીના પ્રશ્નમાં મોરબી તરફના દાવા આશારામભાઇએ પોતાની બધીએ હોંશીઆરી લાગુ પાડીને અગરજોકે રજુ કર્યા, તથાપિ હેબર્ટ સાહેબનો ચુકાદો મોટે

ભાગે જૂનાગઢના લાભનોજ થયો, અને અપીલમાં કાઠીઆવાડ પોલીટીકલ એજન્ટ કર્નલ ઍંડર્સન સાહેબે પણ તેજ બહાલ રાખ્યો. પછી ઠાકોર સાહેબ સ્વાજી સરકારના આગ્રહી નિમત્રણને માન આપી ભરૂચ પ્રદર્શન જોવાને પધાર્યા (ઇ સ. ૧૮૬૭-૬૮) ત્યારે આશારામભાઈને આ કેસના તમામ કાગળો સાથે ઠાકોર સાહેબે લેગા લીધેલા, અને ભરૂચથી ઠાકોર સાહેબ અને આખુ મડળ મુંબઈ ઊપડયુ.

ત્યાં સર સેમોર ફિટઝરલ્ડ સાહેબ ગવર્નરને હોદ્દે હતા. તેઓ કાઠીઆવાડના મોટા રાજાઓ મુંબઇ પૂને આવે, ત્યારે તેમને વારવાર ગવર્નમેંટ હાઉસમાં નોતરી સત્કાર કરી તેમની સાથે યુરોપ અને ઈંગ્લાંડની, ત્યાંના લશ્કરો તોપખાનાં આદિની, ત્યાંનાં અમીર ઉમરાવો, કારખાનાં, રમતગમતો, વગેરેની વાતો કરવામાં પુષ્કળ વખત ગાળતા. આવી મુલાકાતોમાં તેમને ઠાકોરશ્રી સ્વાજીની બુદ્ધિ, ચારિત્ર અને ઉમદા વલણો માટે ઉંચુ મત બંધાવા પામ્યુ, અને આ સર્વ મુલાકાતોમાં દુભાષિયા લેખે ઠાકોર સાહેબની સાથે આશારામભાઈ પણ હાજર રહેતા.

પછી થોડા વખતમાંજ ઠાકોરશ્રી સ્વાજી સ્વર્ગસ્થ

થયા અને રાજકોટ પોલિટિકલ એજન્ટનું વલણ પાટવી કુમારશ્રી વાઘજી લાયક ઉંમરના થાય ત્યાં લગી સ્ટેટના એડમિનિસ્ટ્રેટર લેખે કોઈ અંગ્રેજ અમલદારની નીમણુક કરવાનું દેખાયું, એટલે રાજમાતા શ્રી મોંઘીબા સાહેબે આશારામભાઈને ગવર્નર સાહેબ કને મોકલેલા. તેમણે એંડર્સન સાહેબની ભલામણ અમાન્ય રાખી ને મોરબી જેવા પહેલા વર્ગના દેશી રાજ્યમાં પણ આ વખતે જોઈન્ટ એડમિનિસ્ટ્રેટર લેખે બે દેશી માણસોને નીમ્યા. અને તેમને કુલ સત્તા સોંપી, એ બનાવ ખુદ ગવર્નર સાહેબ સાથે ઉપર પ્રમાણે અગત પરિચય બંધાયલો હોવાથીજ બનવા પામ્યો. પછી થોડા વખતમાં ભાવનગર રાજ્યમાં પણ એજન્સીનું એડમિનિસ્ટ્રેશન નીમવાનો પ્રસંગ ઉભો થતાં ત્યાં પણ બે જોઈન્ટ એડમિનિસ્ટ્રેટરો નીમાયા, પરતુ એજન્સીની ભલામણનો મુદ્દો માન્ય થઇ એક અંગ્રેજ અને એક દેશીને નીમવામાં આવેલા. વળી મી. પર્સિવલ અને શ્રી ગગા ઓઝાનું આ એડમિનિસ્ટ્રેશન લાંબુ ચાલ્યું અને યશસ્વી નીવડ્યુ, એટલે પછી તો આવા પ્રસંગો અનેકાનેક આવતા ગયા, તે બધામાં ત્યારથી તે લગભગ અત્યાર લગી, આજ ધોરણે ઘણીખરી નીમણુકો

થયાં કરેલી છે. બન્ને એડમિનિસ્ટ્રેટર દેશી, એ મોરબીનો દાખલો અપવાદ રૂપ હતો, અને લગભગ અપવાદ રૂપજ રહ્યો છે.

પણ આતો આપણે આગળ નીકળી ગયા. પ્રદર્શન પછી ઠાકોર સાહેબ આશારામભાઈ વગેરે મુંબઇ ગયા ત્યારે તેમણે જોરતલબી વિષે હેબર્ટ સાહેબે આપેલા અને કર્નલ ઍંડર્સને બહાલ રાખેલા ચુકાદા સામે મુંબાઇ સરકારને અપીલ સોલિસિટર ભાઈશંકર ન્હાનાભાઈ કને ઘડાવી. મુંબઇ સરકારનો છેવટનો નીકાલ આવતાં કેટલોક સમય વીતી ગયો, પણ તે આવ્યો ત્યારે તેમાં કેટલાક મહત્ત્વના મુદ્દા મોરબીના લાભમાં ચુકવ્યા હતા. આ ઠરાવ મળતાં ઠાકોર સાહેબને અત્યંત આનંદ થયો. અને આ છેવટના પ્રકરણમાં મુખ્ય કામગીરી કરનાર આશારામભાઇને અને મુંબઈના ઘેલાભાઈ વ્યાસને તેમણે અપાવેલા વિજયના બદલામાં ભારે ઈનામ આપવાનો ઠાકોરશ્રી સ્વાજી પોતાનો ધર્મજ સમજતા હતા. સ્વાજી ઠાકોરની ધર્મબુદ્ધિ, કર્તવ્યનિષ્ઠા, વિવેકશક્તિ, માણસપરીક્ષા, અને રૈયત સાથે અસાધારણ સહાનુભૂતિ વિષે આશારામભાઈના દીલ ઉપર એવી તો છાપ પડી હતી, કે તેઓ આખો જન્મારો એમનેજ જૂના જમાનાના આદર્શ

રાજા લેખે ટાંકયા કરતા. જામ વિભાજીને પણ વખાણતા, પરંતુ રવાજી "બાવા" "જામ" વિભાજી કરતાં બુદ્ધિ નીતિ અને નિયમિત જીવનમાં તેમ લોકહિત માટેની લાગણીમાં ચડીઆતા, એમ પણ સ્પષ્ટ કહેતા.

બહારવટિયા.

પાટવી કુમાર સાહેબ વાઘજી બાળક હોવાથી રાજના વહીવટ માટે બ્રિટિશ સરકારે (ઉપર આવી ગયું તે પ્રમાણે) બે દેશીઓને સંયુક્ત ઍડમિનિસ્ટ્રેટર નીમ્યા, અને આશારામભાઈની મોરબીની નોકરીનું બીજું પ્રકરણ શરૂ થયું.

ઠાકોર સાહેબશ્રી રવાજીની હયાતીમાંજ મોરબીની હદમાં વસતા દેદા ગરાસિયા મોરબી સામે બ્હારવટે નીકળ્યા હતા. તેમને દાબી દેવાને ઠાકોર સાહેબ પ્રયત્નો કર્યાંજ કરતા હતા પણ ફાવ્યા ન્હોતા. બ્હારવટિયા ઉલટા વધારે દાંઠ બની ગામડાને વધારે કનડવા લાગ્યા હતા. એજન્સીને પોતાની પોલીસ કે પોતાનું લશ્કર માગવાની પહેલા વર્ગના એક રાજાને ફરજ પાડવાનો આ પ્રસંગ હતો, વળી મોરબી ઠાકોરસાહેબની રૈયત માટે લાગણી પૂરેપૂરી, એટલે આવો દાખલો બેસાડવામાં ઠાકોર સાહેબશ્રી રવાજીનીજ સારપને

ઘેલાભાઇ અને આશારામભાઈએ મળીને ચાર મહીનાની અંદર છોડાવી આણ્યા, તેથી રા. શંભુપ્રસાદે રાજી થઈ બન્નેને સારા ઇનામ આપ્યા અને આશારામભાઇને એમનીજ માગણીથી એમના ખાતામા જવા દઇ મોરબીની શાળાના હેડમાસ્તર નીમ્યા. વળી આ પછી થોડી મુદ્દતે એ શાળા કાઠિયાવાડના એજ્યુકેશન ફંડને સોંપાઇ એટલે આશારામભાઈ મોરબી રાજ્યના નોકર મટીને એ ફંડના નોકર થયા, એટલે એજન્સીના નોકર જેવા બન્યા.

લઇને વહેલા ફાવીશું એવી પણ એજન્સીને ઉમેદ. એમ સરકારનું આ વિષે દબાણ પણ વધતું જતું હતું. ત્યાં ઠાકોર સાહેબશ્રી સ્વાજીનો દેહ તો પડી ગયો. બ્હારવટિયા વધારે જોર પર આવ્યા અને રૈયતમાંથી સારા કુટુંબોના બાન પકડવા લાગ્યા. મહાજને સંયુક્ત ઍડમિનિસ્ટ્રેટર રા. શંભુપ્રસાદ લક્ષ્મીલાલ અને રા. ઝુંઝાભાઈ સખીદાસ દફતરીને જાહેર કર્યું જે ધાડ પડે છે, ગામો ભંગાય છે, બાન પકડાય છે, અને સામે ઉઠતા જુવાનોને કાપી પણ નાંખે છે, તેવા સબબે આસપાસના ગામડાંની વસ્તીમાં અશાન્તિ વધી ગઈ છે; તથા ગામ ને ગામ ઉચાળા ભરી પાસેના રાજ્યની હદમાં ચાલ્યાં જશે, તો અમે શી રીતે અટકાવી શકીશું ? લોકોની રક્ષા કરવાને અશક્ત નીવડેલી સત્તાના છત્ર તળે રહેવાને અમે એમને સમજાવીએ પણ શી રીતે !

રા. શંભુપ્રસાદે જીલ્લામાંથી ઘેલાભાઇ રૂપશંકરને તેડાવી પોલિસ સુપરિન્ટેન્ડન્ટ બનાવ્યા અને ઘેલાભાઇના હાથ નીચે સ્થાનિક માહીતી આપનાર લેખે જુવાન અને તેજસ્વી આશારામભાઇને નીમ્યા. બ્હારવટિઆ બાન પકડી ગયા હતા અને તેમનો પત્તો પણ ન્હોતો જે ક્યાં સંતાડયાં છે, તેમને

ઘેલાભાઇ અને આશારામભાઈએ મળીને ચાર મહીનાની અંદર છોડાવી આણ્યાં, તેથી રા. શંભુપ્રસાદે રાજી થઈ બંનેને સારાં ઇનામ આપ્યાં અને આશારામભાઇને એમનીજ માગણીથી એમના ખાતામાં જવા દઇ મોરબીની શાળાના હેડમાસ્તર નીમ્યા. વળી આ પછી થોડી મુદ્દતે એ શાળા કાઠિયાવાડના એજ્યુકેશન ફંડને સોંપાઇ એટલે આશારામભાઈ મોરબી રાજ્યના નોકર મટીને એ ફંડના નોકર થયા, એટલે એજન્સીના નોકર જેવા બન્યા.

## દેદા બ્હારવટિયા.

પણ આ ઉપર શરૂ થયેલ બ્હારવટિયા પ્રકરણજ પ્રથમ આખું જોઇ લઈએ. હડીંસરાના ગરાસીઆ દેદા કહેવાતા અને તેઓ ઠાકોરશ્રી રવાજી સામે બ્હારવટે નીકળ્યા હતા અને વખત જતાં વધારે જોરમાં આવી બાન પકડી જવામાં અને સામા થાય એવાને ઠાર કરવામાં તથા ગામોને લુંટી લેવામાં ફાવ્યે જતા હતા. સંતાડી રાખેલાં બાનને છોડવવામાં આશારામભાઇને જશ મળ્યો તે આપણે જોયું. એ પ્રસંગે દેદાઓના આગેવાનો સાથે થયેલી પીછાનનો આશારામભાઇએ બીજો લાભ પણ લીધો. એમને ખૂંચતા અન્યાયોમાં

લઇને વહેલા ફાવીશું એવી પણ એજન્સીને ઉમેદ. એમ સરકારનું આ વિષે દબાણ પણ વધતું જતું હતું. ત્યાં ઠાકોર સાહેબશ્રી સ્વાજીનો દેહ તો પડી ગયો. બ્હારવટિયા વધારે જોર પર આવ્યા અને રૈયતમાંથી સારા કુટુંબોના બાન પકડવા લાગ્યા. મહાજને સંયુક્ત ઍડમિનિસ્ટ્રેટર રા. શંભુપ્રસાદ લક્ષ્મીલાલ અને રા. ઝુંઝાભાઈ સખીદાસ દફતરીને જાહેર કર્યું જે ધાડ પડે છે, ગામો ભંગાય છે, બાન પકડાય છે, અને સામે ઉઠતા જુવાનોને કાપી પણ નાંખે છે, તેવા સબબે આસપાસના ગામડાંની વસ્તીમાં અશાન્તિ વધી ગઈ છે; તથા ગામ ને ગામ ઉચાળા ભરી પાસેના રાજ્યની હદમાં ચાલ્યાં જશે, તો અમે શી રીતે અટકાવી શકીશું ? લોકોની રક્ષા કરવાને અશક્ત નીવડેલી સત્તાના છત્ર તળે રહેવાને અમે એમને સમજાવીએ પણ શી રીતે !

રા. શંભુપ્રસાદે જીલ્લામાંથી ઘેલાભાઇ રૂપશંકરને તેડાવી પોલિસ સુપરિન્ટેન્ડન્ટ બનાવ્યા અને ઘેલાભાઇના હાથ નીચે સ્થાનિક માહીતી આપનાર લેખે જુવાન અને તેજસ્વી આશારામભાઇને નીમ્યા. બ્હારવટિઆ બાન પકડી ગયા હતા અને તેમનો પત્તો પણ ન્હોતો જે ક્યાં સંતાડયાં છે, તેમને

ઘેલાભાઈ અને આશારામભાઈએ મળીને ચાર મહીનાની અંદર છોડાવી આણ્યા, તેથી રા શંભુપ્રસાદે રાજી થઈ બંનેને સારા ઇનામ આપ્યા અને આશારામભાઇને એમનીજ માગણીથી એમના ખાતામાં જવા દઇ મોરબીની શાળાના હેડમાસ્તર નીમ્યા વળી આ પછી થોડી મુદ્દતે એ શાળા કાઠિયાવાડના એજ્યુકેશન ફંડને સોંપાઇ એટલે આશારામભાઈ મોરબી રાજ્યના નોકર મટીને એ ફંડના નોકર થયા, એટલે એજન્સીના નોકરજેવા બન્યા

## દેદા બ્હારવટિયા.

પણ આ ઉપર શરૂ થયેલ બ્હારવટિયા પ્રકરણજ પ્રથમ આખુ જોઇ લઈએ દહીસરાના ગરાસીઆ દેદા કહેવાતા અને તેઓ ઠાકોરશ્રી રવાજી સામે બ્હારવટે નીકળ્યા હતા અને વખત જતા વધારે જોરમા આવી બાન પકડી જવામા અને સામા થાય એવાને ઠાર કરવામા તથા ગામોને લુટી લેવામા ફાવ્યે જતા હતા સતાડી રાખેલા બાનને છોડવવામા આશારામભાઇને જશ મળ્યો તે આપણે જોયુ એ પ્રસંગે દેદાઓના આગેવાનો સાથે થયેલી પીછાનનો આશારામભાઇએ બીજો લાભ પણ લીધો એમને ખૂચતા અન્યાયોમા

અને એમની પોતાના હક લેખે રજુ થતી માંગણીઓમાં રાજ્ય સ્વીકારી ન શકે એવાં તત્ત્વો એમને ઝૂજ જણાયાં. એટલે સ્વ. ઠાકોરશ્રી રવાજીનાં પટરાણી સગીર પાટવી કુમારશ્રી વાઘજીનાં માતુશ્રી મોંઘીબા સાહેબ કાશી યાત્રાથી પાછાં ફરતાં વીરમગામ સ્ટેશને ઉતરી ત્યાં બે રાત રોકાયાં હતાં. તે દરમ્યાન આશારામભાઈ દેદા આગેવાનોને અભયવચન આપીને મોંઘીબાની મુલાકાતે લઇ આવ્યા; એવી ઉમેદથી કે રૂબરૂ ચર્ચા થતાં કેટલીક બાબતોના ખુલાસા થઇ જાય અને બ્હારવટાનો અંત આવી રૈયતનું એ મોટું દુઃખ દૂર થઇ જાય.

બન્ને પક્ષની વાતચીત લાંબી ચાલી; અને પૂરેપૂરું સમાધાન થવામાં જે કાંઈ મુશ્કેલી અને નડતર બાકી રહેલી જણાઈ તે બીજે દિવસે જોવાશે એમ કરી મોડી રાત ગયેલી એટલે બન્ને છૂટા પડયા. આશારામ દેદાઓને ઉતારેજ એમની સાથે સુવાને ગયા. અને એતો વિશ્વાસમાં ને વિશ્વાસમાં ઉંઘી ગયા. દેદાઓની વાતચીત માંહે માંહે ચાલ્યા કરી, તેમાં બનવાકાળ એટલે એક જલદ મિજાજના બુઢ્ઢાએ જુવાનોને મ્હેણું માર્યું. તે કહે, “ આખરે નમીજ પડવું હતું તો

બ્હારવટે નીકળ્યાજ શાને ? પણ આજકાલ જુવાનમાં ખપે છે તે જુવાન નથી હોતા, પોતાને તરવારીઆ રાજપુત કહેવડાવે છે, તે પણ લોકડિયાંની રીતે દુશ્મનની દાઢી પસવારે છે, અને તેના પગમાં માથું હાળી દે છે. ” વગેરે. આથી જુવાનોને આંઝ ચડી, તેમણે કોલ દીધો કે “ સમાધાન તો ધરડાજ કરે અને જો તમારે નથી કરવું તો અમારેય નથી કરવું. બોલો જે તમારો મત તેજ અમારો મત. તમારે સમાધાન નથીજ કરવું તો ઓલા વાણીઆને જગાડો. હથીઆર પાછાં લઇ લઇએ અને હાલો ચાલી નીકળીએ. ” આશારામભાઇ એમની જોડે વચને બંધાયલા તેથી તો આ લોક અહીં આવેલા, એટલે આશારામભાઇએ એમને હથીઆર પાછાં અપાવ્યાં, વીરમગામના દરવાજા ઉઘડાવ્યા અને દોઢ બે ગાઉ લગી તેમની સાથે પણ ગયા. એમને લાગ્યું કે હવે કોઇનો ભય નથી, એટલે આશારામભાઈ તેમનાથી છુટા પડયા, અને રામરામ કહેતાં એમને ફરી એકવાર પોતા તરફથી સાચી સલાહ આપી. એતો કહે “ ઠાકોર સાહેબશ્રી રવાજી હતા ત્યાં લગી ત્હમે એક એમનાજ શત્રુ હતા. બીજાં અડખે પડખેના રાજ્યમાં ત્હમે ભરાતા અને ત્યાં તમને

કોઈ અડી શકતું નહીં. પણ હવે તો છે કંપની બહાદુરનું મેનેજમેંટ. મેનેજમેંટનો બ્હારવટિયો તે આખા કાઠીઆવાડનો બ્હારવટિયો. તેને કોઇ આશ્રય નહીં આપે. તે કોઈ પણ રાજ્યમાં ઠરીને બેસી નહીં શકે; હજી મારૂં માનો અને પાછા વળો. આ તક ગુમાવો છો, તો ફરી તમારી કને કોઇ વિધિ આવવાનું નથી. અને તમારો દી વળવાનો પણ નથી. તમારા ઘોડાની ગુડીઓ ભાંગી જાય ત્યાં લગી ભલે તમે ભટકો અને આથડો. તમે કે તમારાં છોકરાં તમારો બાપુકો ગરાસ પાછાં પામવાનાં નથી; અને તમે દરેકે દરેક ગોઆરે મોતે મરશો એ નક્કી માનજો. વળી આપણી મૈત્રી સાચી, પણ તમે આમ રિસાઈ જાવ છો એટલે આ ઘડીથીજ પૂરી થઇ ગણીજો. હું ઠાકોર સાહેબ રવાજીનો નીમકહલાલ નોકર અને તમે રાજ્યના ઉચ્છેદિયા દુશ્મન, એટલે હવે પછી આપણો મેળાપ થવા પામશે, તો આપણો વ્હેવાર સામસામી ગોળીઓ દ્વારાજ થવાનો. રામરામ." દેદાઓએ નજ માન્યું, અને આશારામભાઈએ એમને સાચા મિત્ર લેખે આ ભવિષ્ય ગંભીર બોલમાં સંભળાવેલું તેવોજ એમનો અંત આવ્યો.

## માળિયા કારભારી

દેદા થોડા વખત ઉપરજ અને અમુક બાબતમાંજ રાહત મેળવવાની ખાતર બ્હારવટે નીકળેલા હતા, તો માળી-આના મિયાણા કાઠીઆવાડમાં જ્યારથી પેઠેલા ત્યારથી લુંટફાટ, મારફાડ ને ધીંગાણાનો, અને સીધી રાહે પરસેવાને ટીપે ટીપે પોષણ મેળવતી અને સારાં વર્ષમાં બે પૈસા રળતી પ્રજાને રંજાડી એમનું પડાવી લેવાનોજ જાણે ધંધો લઇ બેઠેલા હતા. મુગલાઇ પડી, અને અમદાવાદ જુનાગઢને નબળા પાડવામાં મરેઠા ફાવ્યા. તથાપિ સાથે સાર્વભૌમની મોટી ફરજો ઉપાડવાની નીતિ તો એ લોકના કોઈ પણ મુત્સદ્દીએ દીઠીજ નહીં. એવો યુગ ચાલતો હતો, તેમાં આ નઠોર ઘાતકી જાતને ફાવી પણ ગયું હતું. અને હિંદના બીજા ભાગોમાં પીંઢારા અને ઠગો પોતાની ઘાતક પ્રવૃત્તિઓ પણ ધર્મ બુદ્ધિએ કરતા થઇ ગયા, તેમ આ મીયાણા તેજ જાતવાન ઘોડા, પાણીપંથી સાંઢ-ણીઓ અને ભાતભાતના અનુપમ શસ્ત્રાસ્ત્ર રાખતા, લાંબા પંથ કરતા ચોતરફ નજર રાખતા, જ્યાં લાગ ફાવે ત્યાં ધસી જઈ જે આવ્યું તે ઝડપી લઇ પાછળ કોઈ ન્હાના રાજા કે ભાગદારની ન્હાનીશી ફોજ ચડી શકે તે પહેલાં તો કયાં ને કયાં નીકળી

જતા, અને ન્હાની ટુકડીઓ સાથે તે તે સ્થળના લફંગાઓને મેળવી એકસાથે અનેક સ્થળે ત્રાસ વરતાવવામાંજ પોતાનો ડંકો આખા કાઠીઆવાડમાં વાગે છે એમ ગણતા, અને સૌ કેવા તોબા તોબા કરે છે એમ પોતાની જવાંમર્દી ઉપર હરખાતા.

એજન્સીને આ મીયાણાઓનાં હથિયાર ઝુંટવી લેવાં હતાં અને એ કામ કળે કઢાવવું હતું, એ બાબત વાઘેરોનાં બંડ જેવી મોટા રૂપની બની જાય એમ હરગીઝ ન્હોતું થવા દેવું. માળિયાના ઠાકોર સાહેબને સામ દામ ભેદ આદિ સર્વ પ્રકારે મદદ દેવા એજન્સી તૈયાર હતી, અને મેજર વુડહાઉસ સાહેબની ભલામણથી ઠાકોર સાહેબે આશારામભાઇને ગોરબી રાજ્યકનેથી માગી લઇને પોતાના કારભારી નીમ્યા. ચઢતા લોહીના આશારામભાઇનો દેહ તો વાણીઆનો હતો પરંતુ મુત્સદ્દીની સાથે લડાયક પ્રકૃતિના પણ હતા. ઘોડે ચડવાના અને શસ્ત્રાસ્ત્ર ખેલવાના પણ શોખીન હતા, કર્તવ્ય કરવામાં શારીરિક ભયને લેખવતાજ નહીં. પોતાના માણસોને પાનો ચડે એમ મારામારીમાંય મોખરેજ ધસતા, અને અણીને વખતે પણ મગજની શાંતિ અને દીર્ઘદૃષ્ટિ ટકાવી શકતા. એમણે આ કારભાર ત્રણેક વર્ષ કર્યો અને દરેક જુવાન

મિયાણાની તમામ હીલચાલ ઉપર પૂરેપૂરી નજર રાખવાની તથા હથિયાર પડાવી લેવાની દરેક યોગ્ય તકનો પૂરેપૂરો લાભ લઈ સાર્વભૌમની લોકરક્ષા નીતિનો અમલ કર્યો.

એક અણધાર્યો બનાવ બની ગયો, તેનો પણ આશારામભાઈએ પૂરેપૂરો લાભ લઇ લીધો. બીજો અફઘાન વિગ્રહ ચાલતો હતો તેમાં ઘોડેસ્વારોની એક પલટણને માળિયા અને હૈદરાબાદને રસ્તે સમરાંગણમાં મોકલવાનો હુકમ થયો. પલટણ માળિયે એકજ રાત રોકાવાની હતી તે માટે ઘાસ, દાણો, ખોરાકી, તણુ વગેરે આખા કાંપની પૂરેપૂરી વ્યવસ્થા કરવામાં આવી. આ પ્રવૃત્તિ દરમિયાન દરબારના માણસો અને કેટલાક મિયાણાઓને ટપાટપી થઈ, અને જોતજોતામાં મારામારી ઉપર વાત આવી. એટલે એક લશ્કરી અમલદારે એ મિયાણાઓમાંથી બે ત્રણને સારીપેઠે ખોખરા કર્યા. એમણે અને એમના મળતીઆઓએ ખાર રાખ્યો, અને પલટણે પડાવ કર્યો, તેના કમાન્ડિંગ ઓફિસરના તંબુ આગળ જે સોલ્જર રાતે ચોકી ફરતો હતો, તેનેજ મધરાત પછી કોઈ અજાણ્યા માણસે ગોળી મારી મારી નાંખ્યો. પલટણતો સવારે એમને મળેલા હુકમો પ્રમાણે ચાલી ગઈ પણ કમાન્ડિંગ ઓફિસર રાતના

આમ ખૂન થયું તેની કેફીયત એજન્સીમાં મોકલતો ગયો. ખુની પકડાયોજ નહીં, પણ આશારામભાઇએ મિયાણાઓ કેવા છે તેનો આ પ્રત્યક્ષ પુરાવો મળી જતાં આખા ગામમાંથી એકદમ મળ્યાં તેટલાં બધાંજ હથિયાર પડાવી લીધાં અને એજન્સીને સોંપી દીધાં, તેના ગાડાં ને ગાડાં ભરાઇને કેટલાક દિવસ લગી લાગલગટ મોરબી અને રાજકોટ તરફ વિદાય થતાં અમે બાળકો રોજ સવારે કુતૂહલથી જોઇ રહેતા તે મ્હને હજી પણ સાંભરે છે.

સાર્વભૌમે બીજી બે પ્રવૃત્તિઓ પણ ઝપાટાબંધ આગળ ધપાવી. રસ્તા, સડકો, થાણાં અને નાકાં પુષ્કળ વધાર્યાં. વળી ખૂન ખરાબી થાય તે દરેક બનાવે ગુનેહગાર પકડાય એવી માહીતી દેનારને મોટાં ઇનામો આપવા માંડયાં, તથા તેના ઉપર ફોજદારી ચાલતાં તેને પોતાના બચાવ માટે કાયદેસર દરેક સગવડ આપી તે ગુનોહ સાબીત થાય ત્યારે પણ સજાઓ કરવામાં રહેમદીલી રાખી. બે ત્રણ વાર પકડાઈ ગુનાહ સાબીત થાય અને નહીંજ સુધરે એવા લાગે તેવાનેજ પૂરી શિક્ષા ઠોકાતી. પ્હેલા બીજા વર્ગનાં સ્ટેટો પોતાની કુલ સત્તાનો અમલ કરવામાં ન્યાયની અદાલતો, અમલદારો અને દાવા

સાભળવા તથા ચુકાદા આપવાની પદ્ધતિ બ્રિટિશ નમૂનાની ગખે અને એ આખા તંત્રમાં ચડઉતર જગાઓ ઉપર લાયકીવાળા માણસોનેજ નીમે તેની પણ એજન્સીએ ખાસ ચીવટ રાખી. અને પછી તો કેળવણી ફેલાતી ગઈ અને આગગાડીઓ પણ બંધાવા પામી બૂધ સાહેબે બાંધેલી સડકો અને પૂલો ઉપર આગગાડીઓ દોડતી થતાં આખો કાઠીઆવાડ એક જિલ્લા જેવોજ બની ગયો. છેવટે ગાયકવાડી આગગાડીઓથી ગીર અને ઓખામંડળ પણ ભેદાઈ સુગમ બની ગયાં. બ્હારવટે નીકળવાની રીત, અને બીજાં રાજ્યોની રૈયતમાં ધાડપાડવી લૂંટફાટ આદિ કરવાં તે નીચ લૂંટ નથી એતો પરાક્રમનોજ એક પ્રકાર છે, એવી બુદ્ધિ કાઠીઆવાડમાંથી નાબુદ થઇ, તે આ વિધવિધ કારણોના સાથેલાગા અને ઝડપી પ્રચારનું સયુક્ત પરિણામ હતું. અને ૧૯મી સદીની છેલ્લી વીશીના આરંભથી તો આખો કાઠીઆવાડ, તેમાં એક બીજાથી સ્વતંત્ર હકુમતો આટલીમોટી સંખ્યામાં, વસ્તી આછી, અને દુર્ગમસ્થાનો તથા ગુપ્ત ભરાઇ રહેવાની જગાઓ અનેકાનેક, વળી વસ્તીમા ૮ડાયક તોફાની લૂંટફાટાદિને ધંધો ગણનારી જાતોનું પ્રમાણ વિશેષ, તથાપિ બ્રિટિશહિંદના બીજા કોઈપણ

પ્રદેશ જેટલોજ રૈયતના જાનમાલ આદિની સલામતી માટે તથા ધારા ધોરણસરના વહીવટ માટે પંકાવા લાગ્યો

### મોરબી હેડમાસ્તર

આશારામભાઈએ આમ રાજકાજમાં કારભારી મેનેજર લેખે અને ક્ષાત્રગુણો તેમ સંધિ વિગ્રહ આદિમાં જોઈતી ચતુરાઈઓ માગે એવા હોદ્દાઓમાં પણ ઉજળી નામના મેળવી, તથાપિ એમના સબંધમાં આવેલાઓનો મોટો ભાગ એમને બાહોશ શિક્ષક તરીકે અને છોકરાઓને જ્ઞાન આપવા ઉપરાંત તેમના ચારિત્રને ઉંચા વલણે વાળવામાં અસાધારણ ફત્તેહ મેળવનાર ગુરુવર્ય તરીકેજ સૌથી વધારે માન આપતો. પોતે ખટપટના દાવ ખેલી શકતા ખરા તથાપિ ખટપટ નામે એમને અપ્રિય, એ પણ એમની પ્રકૃતિનું ખાસ લક્ષણ હતું. માળીઆના કારભાર પહેલાં અને પછી જે વર્ષો પોતે મોરબીના હેડમાસ્તર લેખે ગાળ્યાં, તેને તેઓ પોતે પણ પોતાની ભાતીગળ કારકિર્દીનો સૌથી વધારે સુખી ભાગ ગણતા હતા. એ શાળામાં એમની સાથેના શિક્ષકોમાંથી •વાઘજી આશારામ મોરબી આર્યસુબોધ નાટક મંડળીના ઉત્પાદક અને તેનાં નાટકોના સર્જક લેખે ગુજરાતી નાટક

સાહિત્યના ઇતિહાસમાં અમર થઇ ગયા છે. બીજા શિક્ષક નીમચંદ ગોસળિયા, ( રા. બા. હરિલાલભાઇના પિતાશ્રી ) થી છોકરાઓ ખૂબ ડરતા અને દબાતા, છોકરાઓ ઉપર ક્રોધ કરવામાં અને તેમને ખુબ શિક્ષાઓ કરવામાં તેઓ રાજકોટ સુરતના હેડમાસ્તર દોરાબજી એદલજી ગીમીથીયે ઉતરતા નહતા. અને એ એવા હતા તો જ ' મારા જેવો તોફાની વા રમતિયાળ વા અપલખણો જીવડો ભણ્યો ', એમ એમના કેટલાક શિષ્યો તેઓના પછી આખો જન્મારો યશોગાન પણ ગાતા. આશારામભાઇની શિક્ષણ પદ્ધતિઓ આ બન્ને કરતાં જુદી તરેહની હતી, અને છોકરાઓ ઉપર તેમની છાપ પણ જુદી પડતી. એઓ શિખવવાના દરેક વિષયને અદ્ભુત-રસિક બનાવતા. વળી દરેક છોકરાના ઉચ્ચ ગુણો દ્વારા તેનું દિલ મેળવતા અને એ ગુણોને પોષતા. નીમચંદ માસ્તરના ધાકથી કે વાઘજી માસ્તરની ટકોરી રમૂજથી જે ન બનતું તે આશારામભાઇ માટે માનવૃત્તિથી બનતું. અભ્યાસ બરાબર ન જણાય ત્યારે માસ્તર સાહેબ અસંતુષ્ટ થતાં છોકરા પોતે એટલા તો શરમાઇ જતા, કે આશારામ ભાઇને શિક્ષા ભાગ્યે જ કરવી પડતી. વળી તે સમયના વર્ગો

હાલને મુકાબલે ન્હાના અને ઘણાખરા છોકરાઓના વડીલો સાથે આશારામભાઈ પરિચયમાં આવતા અને મિત્રતા બાંધતા, એટલે તે સમયના વાણીયા બ્રાહ્મણ કુટુંબોમાં છોકરા ઉપર મોટાંનો દાબ વધારે, છોકરાઓ પણ આજ્ઞાધીન અને આમન્યામાં રહેનારા વધારે, એ આખી પરિસ્થિતિનો લાભ પણ આશારામભાઈ પૂરેપુરો લેતા. એમની પાસે ભણેલા અને પછી આગળ વધવા પામેલા ઘણા એમની તરફ આખો જન્મારો ગુરુભાવે જ જોતા, આપણા દેશનું આયુષ્ય પ્રમાણ ટુંકું એટલે આમાથી દાક્તર ( બૅરિસ્ટર અને ઝવેરી ) પ્રાણજીવન જગજીવન મહેતા, ગોકળદાસ રાજપાળ મોરબી રેલ્વે બાંધનાર, અને ભાવનગર, ગોંડલ, પોરબંદર રેલ્વેનો મોટો ભાગ બાંધનાર મૂળજી કપૂરચંદ અને હરજીવન ભગવાનજી શુકલ વગેરે ઘણા ઘણા વિદેહ થઈ ગયા છે, કેટલાક દાખલામાં એમના પુત્રો પણ સંસારયાત્રા સંકેલી સીધાવી ગયા છે. પરંતુ એ સાઠ પોલીસો જેટલી મોટી ટોળીમાંથી દેશને સુભાગ્યે હજી હયાત છે સર પ્રભાશંકર પટ્ટણી અને દલપતરામ ભગવાનજી શુકલ બારિસ્ટર જેવાં નરરત્નો; જેઓ તે સમયથી આજની ઘડી લગી આશારામભાઇ પ્રતિ

આપણી આર્યકુલની સંસ્કૃતિના સત્પુત્રો પોતાના વડીલ તરફ જે ભાવ અને આદરમાન કેળવે છે, તેવી ઉદાત્ત અને સાત્વિક લાગણીઓ જ ધરાવે છે. વર્ષોને ગાળે જ્યારે જ્યારે આ કોઈ શિષ્ય પોતાના એ પૂજ્ય ગુરુજીને મળતો, ત્યારે જાણે એ પાછો કિશોર જ બની જતો. ગુરુ કરતાં પાંચ પંદર ગણી સમૃદ્ધિનો ભોક્તા હોય, પોતે ઘણી મોટી પદવીએ ચડયો હોય અને આશારામભાઈ પણ તેને ઘટતું સન્માન દેવા ઇચ્છતા હોય, તથાપિ તે કુદરતી રીતે જાણે એ ભૂતકાળના ઓરડીમાં માત્ર નિશાળીઓ હોય અને આશારામ ભાઈના બે વખાણના શબ્દ મેળવી શકે તો તે જ એનું સ્વર્ગ, એ રીતે જ એમની સાથે વર્તી શકતો, એવું એવું મ્હેં અનેકવાર પ્રત્યક્ષ કર્યું છે. આશારામભાઈ પણ તેઓ તરફ વાત્સલ્ય પ્રેમ રાખતા. અમો બેઉ ભાઈઓ તરફ જે આર્દ્ર-ભાવ વડિલ તરીકે રાખતા, તેવોજ પ્રેમ તેમની તરફ તે ધરાવતા. અને અમારા કૌટુમ્બિક પ્રશ્નોનો સંતોષકારક ઉકેલ અમારાથી ન થઇ શકયો હોય તેવે પ્રસંગે તે ભાઇ દલપતરામ શુકલ આગળ તેમનું હૈયું ઠાલવતા. અને છેવટ આ ચોપડી બહાર પડે છે તેનો પ્રવૃત્તિહેતુ પણ આવા એમના

સચ્છિષ્યોનું મારા ઉપર (અને લલ્લુભાઈ હયાત હતા ત્યાં લગી એમના ઉપર) વારંવાર થયેલ ભાવભીનું દબાણુ જ ગણવાનું છે. કુટુંબીઓના કરતાં પણ આશારામભાઈના યશને માટે વિશેષ લાગણી ધરાવનારા હક્કદાર એ બંધુવર્ગમાંથી કોઈ કોઇને આ ચોપડી આવા પૂજ્ય અને પ્રતાપી પુરુષના જીવનચરિત્ર લેખે સંતોષકારક ન લાગે તે પણ બનવાજોગ છે પરંતુ આશા છે કે, અમારા ગુરુભાઇઓ અમને બહુ ઉંચી કસોટીએ નહીં કસે; અમારાથી બનતું અમે કરી છૂટીએ છીએ એમ તેઓ ઉદારભાવે સ્વીકારી લેશે, અને એમના હ્રદયમાં જે ઉજ્જવલ છાપ પડી છે તે તો અંગત સંસર્ગના જાદુનું પરિણામ હતું, એવી જાદુઇ શક્તિ ચોપડી જેવી નિર્જીવ વસ્તુમાં ના જ આવે, એમ સ્હમજીને તેઓ અમને ક્ષમા આપશે એવી આશા રાખીએ છીએ.

લાઠી અને સરદારગઢ

હેડમાસ્તરમાંથી એજન્સી સરકારે એમને એક પાયરી ચડાવી હાલાર ઝાલાવાડના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર નીમ્યા અને આ કામકાજને અંગે ચોમાસું તેમને રાજકોટમાં ગાળવું પડતું હોવાથી ત્યાં કાઠીઆવાડના પોલીટીકલ એજન્ટ,



દલપતરામ ભવાનજી શુક્લ
બી.એ. બેરિસ્ટર-ઍટ-લૉ
પશ્ચિમ હિંદ સ્ટેટ એજન્સીના સુવિખ્યાત અને અગ્રણી ધારાશાસ્ત્રી
(આશારામભાઈના શિષ્ય)

તેમના ચાર પ્રાંત આસિસ્ટંટ, જ્યુડીશીઅલ આસિસ્ટંટ, અને પહેલા બીજા વર્ગના રાજ્યોના દિવાનો અને એજન્સી વકીલો સાથેનો એમનો પરિચય વધવા લાગ્યો. કેટલાક રાજાઓ પણ રાજકોટ પધારે ત્યારે એમને ખાસ બોલાવી મંગાવતા અને એમની વાતચીતથી એટલા રીઝતા કે એમને ઉઠવાજ ન દે. આશારામભાઇ પોતાની પદવી અને સ્થિતિ બરાબર સમજતા અને પ્રકૃતિએ વિનમ્ર હોવાથી કદી ફુલાતા નહીં. ખટપટીઆ એમના વિષે અનેક કુતર્ક કરતા હશે તે તેઓ સારી રીતે સમજતા, અને બનતાં સુધી ખટપટ માત્રથી અલગજ રહેવાને મથતા. પણ તે દાયકાઓમાં દર વર્ષે એક વાર એજન્સીને બંગલે કારભારીઓની સભા થતી તેમાં થાણાંઓ, કેળવણી, જાહેર બાંધકામ આદિ આખા પ્રાંતના હિત માટેના પ્રશ્નો, એ દરેક પાછળ દર વર્ષે ખર્ચવાનું બજેટ, તે રકમમાં જુદા જુદા સ્ટેટોના વરાડ વગેરે બાબતો ચર્ચાતી અને ઠરાવો કરવામાં આવતા.

જે કોઈ બાબતમાં એજન્સીની નીતિ દૃઢ હોય અથવા તો ચાર પાંચ મોટાં સ્ટેટ એક થઇ જાય તેમાં બીજો ઠરાવ થઈ શકતો નહીં, પરંતુ કાઠીઆવાડ પોલિટિકલ એજન્ટો તાણી

ખેંચવાની અને ઢીલુ મૂકવાની રાવત કળામાં ઉસ્તાદ હતા, તો મોટા રાજાઓ અગર તેમના દિવાનોમાં ફાટપુટ પાડવાની પેરવીઓ પણ જાણતા અને અજમાવતા, દરેકના છિદ્રથી વાકેફ રહેતા, દરેકને પોતાની ઉદારતા ચખાડવાને ઉત્સુક હતા, અને ઘોડો લગામેજ ચાલે ત્યાં લગી એડી વાપરતા જ નહીં, અને એડીમાંની પરોણી (સ્પર) તથા હાથમાની ચાબૂકને તો મોટા ગુનેહગારને સજા કરવી હોય ત્યારેજ વાપરતા. “ કારભારીઓની સભા ” નું બંધારણ પણ આવી અસ્ફુટ પદ્ધતિને પૂરેપૂરી અજમાવી શકાય તે માટે છેક શિથિલ રાખવામાં આવેલુ હતું, અને સભામાં નીચલા વર્ગના દિવાનોને અને ન્હાના અમથાં રાજ્યના મેનેજરોને પણ બોલવાની પૂરેપૂરી છૂટ આપતા. માળીઆના કારભારી લેખે અને પછી લાઠીના મેનેજર લેખે આશારામભાઇ આ સભામાં ઘણા વર્ષ બેઠા હતા, અને એઓ પ્રથમથી જ ઘણા સ્વીકારી શકે અને એજન્સીને પણ વાંધો હોય નહીં. એવા સમાધાનીના રસ્તા ખોળતા અને બતાવતા. મુખ્ય ચર્ચાઓ સભાની જાહેર બેઠકમાં નહીં. બે ત્રણની ખાનગી મસલતોમાંજ થતી અને રસ્તા નીકળતા. અને મરાઠી ભાષા-

માંથી ગાયકવાડી ગુજરાતીમાં ઘુસેલો વાટાઘાટ શબ્દ વાપરીએ તો આવી વાટાઘાટ માટે પણ કોઇને કોઈ મુખ્ય દિવાન આશારામભાઈની સાથે "ખાનગી" કરતા. "સાહેબ બહાદુર"ના વલણને કેટલે અંશે સ્વીકારવુંજ પડશે તે કળાતાં સૌ ગમે તે ભોગે તેને અનુકુળ થવા મથતા એવો પણ એ જમાનો હતો. આમ સ્ટેટ વકીલ, કારભારી, કે મેનેજર ન્હોતા તેવે વખતે પણ આશારામભાઇ, જામનગરમાં મી. ભાગવત સાથે કામ કરવા માંડેલું ત્યારથીજ કાઠીઆવાડના રાજદ્વારી મંડળમાં સ્વીકારાઈ ગયા હતા, અને કોઇ પણ નવી જગા ખાલી પડે જેમાં ચકોર અનુભવી દૃઢ અને પ્રામાણિક માણુસ જોઇએ, તોજ બે ચાર નામ નીમણુક કરનારી સત્તાને પ્હેલાં સુઝી આવે, તેમાં આશારામભાઈનું નામ સાંભરતુંજ. વળી નાગરો તે વખતે ઘણે ઘણે સ્થળે હતા, એટલે ન્યાતે નાગર નહીં, પ્રકૃત્તિએ ખટપટીઓ નહીં, એવો માણુસ બીજી રીતે લાયક હોય તો આ કારણોથી વિશેષ લાયક પણ ગણાતો.

ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર લેખે કામ કરતા હતા તેના બીજા જ ચોમાસામાં લાઠીના મેનેજરની જગા ખાલી પડી. એજન્સીએ પ્રથમ તો તે જગાએ આશારામ-

ભાઇના મિત્ર બેહરામજી કઠાકાને નીમ્યા. તેઓ ઝીંઝુવાડાના મેનેજર હતા પણ ત્યાં તેમને ડાયાબીટિસ (મધુપ્રમેહ) અને તેમાંથી કેન્સર (પાઠું) થતાં સારવાર માટે રજા ઉપર રાજકોટ આવેલા હતા. અને આશારામભાઈ તેમની પાસે રોજ સારવારમાં અને મિત્રભાવે અમુક વખત નિયમિત રીતે ગાળતા હતા. બેહરામજીને પાઠાની વ્હાડકાપ કરાવવી પડી અને ઇસ્પિતાલમાં જ લાંબો વખત રહેવું પડયું તથા અશક્તિ પણ ઘણી થઇ ગઈ. એટલે એકિટંગ પોલિટિકલ એજન્ટ કર્નલ વોટસન સાહેબે આશારામભાઇની એકિટંગ નીમણુક કરી. બેહરામજી પણ કહે, "બીજો કોઇ જાય તે કરતાં આ તો મારા મિત્રને લાભ મળે છે તેમાં હુ તો રાજી હોઉંજ, મારો વિચાર કરીને તમારે આનાકાની કરવી હોય જ નહીં." એટલે આશારામભાઇએ લાઠી મેનેજરની જગાનો ચાર્જ ઈ. સ. ૧૮૮૬ ના જુલાઈમાં લીધો. વોટસન સાહેબને કાઠીઆવાડના ઇતિહાસ વિષે જૂના ગ્રંથો, શિલા લેખો, સિક્કા, તામ્રપત્રો આદિ મેળવવા ઉકેલવાનો શોખ પુષ્કળ, એટલે આશારામભાઈ ને પોતે કાઠીઆવાડમાં આવ્યા ત્યારથી ઓળખે, વળી એમનો સ્વભાવ વિનોદી એટલે પ્હેલી બે ત્રણ મુલાકાતોમાંજ

એમને અને આશારામભાઇને મળતી રાશ આવી ગયેલી. આ પ્રમાણે ઉપર દર્શાવેલાં સામાન્ય કારણમાં આ અંગત કારણ આવી મળ્યુ, અને આશારામભાઇને પોતાનું પ્રિય કેળવણી ખાતું છોડવું પડયું. બાકીની એમની નોકરીનાં વર્ષ. મેનેજર કારભારી લેખેજ ગયાં.

લાઠીમાં આશારામભાઇ ઇ. સ. ૧૮૯૨ ના અંત લગી રહ્યા. એ અરસાના વર્ષમાં સગીર ઠાકોર સાહેબ સુરસિંહજી અભ્યાસાર્થે રાજકોટ રાજકુમાર કૅાલેજમાં રહેતા, રજા દરમ્યાન હવા ખાવા કે મુસાફરી અર્થે ન ગયા હોય તેટલોજ વખત લાઠીમાં ગાળતા. એમનો સ્વભાવ બચપણમાંથી જ કોમળ માયાળુ જણાતો હતો. ભોળા તો એઓ એમના ટુંકા આયુષ્યના અંત લગી છેક બાળક જેવા જ રહેલા પણ એમણે એમના "કેકારવ" નામે જાણીતા કવિતા સંગ્રહથી ગુજરાતી કવિઓમાં જે ઉચ્ચ પદ પ્રાપ્ત કર્યું છે તે એમનો વિકાસ તેઓ કૅાલેજ કેળવણીને અંતે રાવબહાદુર પ્રાણજીવન વિશ્વનાથ ઠાકરની સોબતમાં કાશ્મીરને પ્રવાસે ગયા ત્યારથીજ શરૂ થયો હોય એમ લાગે છે. એમના બચપણ અને કિશોરાવસ્થા દરમ્યાન ભાગ્યેજ કોઇ ભાખી શકયું હોત કે આ

અણઉઘડયું બીજ યુવાવસ્થામાં પ્રવેશતાં જ એક ઊર્મિલ વિચક્ષણ કવિ-આત્મા રૂપે ખીલી આવશે. મણિલાલ નભુભાઇ, હરિલાલ ધ્રુવ અને ગોવર્ધનરામ જેવા પરિપક્વ પંડિતો, શેલી, ટેનિસન, વર્ડસવર્થ જેવા કવિવરો, અને પ્લેટો જેવા ફિલસુફોને સ્પર્શે એમની પોતાની વાણી આમ તેજ અને દર્દની નવી જ વણાટ સર્જશે, એવા ભેદ જોવાની સિદ્ધિવાળા જોશી અલ્પધી માનવ જાતમાં તો પાકી જ ન શકે. આશારામભાઇની નીતિ અને એમનો વહીવટ ખટપટ ઉઠવા જ ન પામે એવાં હતાં. લાઠીનું ક્ષેત્ર પણ ન્હાનું એટલે રૈયતના ઉચ્ચ નીચ તમામ વર્ગ સાથે પોતે સદાકાળ સમાગમમાં રહી શકતા અને રૈયતને કોઇ હુકમ કોઈ રીત કે કોઈપણ અમલદાર ખુંચે તો તે એમની નજર બહાર રહી શકતું નહીં, અને એવી દરેક બાબતનો આબાદ ઉપાય સત્વર કરી નાંખતા. સાહેબ લોકો સાથે પોતે છૂટથી મળતા હળતા. આમ કરવામાં એ જમાનાના ઘણા દેશીઓને પોતાના અપૂરા અંગ્રેજી જ્ઞાનને લઇને પુષ્કળ સંકોચ અને ચિંતા રહેતાં અને તેનો લાભ કેટલાક શિરસ્તેદાર વગેરે યથેચ્છ લઇ લેતા. પરંતુ આશારામભાઇને એમના જ્ઞાન, અનુભવ, સ્પષ્ટ નિખાલસ

અને જવાબદારી સમજીને જ મુદ્દાસર સાચી વાત કરવાની એમને ટેવ, એ ( તે વખતે આપણા લોકમાં ) વિરલ ગુણને લઇને સાહેબ લોકો તો ખાસ ન્હાતા, અને એમને શિરસ્તેદારનો આશ્રય શોધવો પડે તેને બદલે એવા કિસ્સા પણ બનતા કે કેટલીક વખતે સાહેબને અમુક બાબતો યથાવત સમજાવવા માટે શિરસ્તેદારો જ ઉલટો એમનો આશ્રય હુંડતા. વળી શિકાર માટે દેશ જોવા અને છુટીનો સમય ગાળવા દર વર્ષે થોડાઘણા ઉંચી પાયરીના અંગ્રેજો રાજાઓનાં મ્હેમાન થાય છે એ રિવાજ આજે નવો પડેલો કે વધેલો નથી, તે વખતે પણ એટલોને એટલો ચાલતો હતો અને ખાસ કરીને ભાવનગર પાલીતાણા કે જૂનાગઢ વેરાવળ આવે તે અંગ્રેજ મ્હેમાન, કાં તો એકલા, કાં તો પ્રાંત સાહેબ સાથે લાઠીની હદમાં પણ થોડા કલાક કે થોડા દિવસ ગાળે એમ બનતું. આવા મ્હેમાનોમાંથી એક, લાઠી આ વર્ષો દરમિયાન ઉપરા ઉપરી બે ત્રણ વાર આવી ગયેલા અને એમની સાથે આમ શરૂ થયેલી ઓળખાણ પછી આશારામભાઇને વિશેષ પરિચય રૂપે પરિણવા પામેલી, તેથી તેમનું નામ અહીં ખાસ નોંધવું ઉચિત છે—મી. નોર્મન મેકલાઉડ બારીસ્ટર, જેઓ પછી

મુંબઈ હાઈકોર્ટના ચીફ જસ્ટીસ સુધી ચડયા, સર નોર્મન મેકલાઉડ બન્યા અને સ્વ. ભાઈ લલ્લુભાઈના ખાસ મિત્ર જેવા બની ગયા હતા. તેઓને આ એમની મુલાકાતોના પરિચયથી આશારામભાઇ સાથે સ્નેહ બંધાવા પામ્યો, જે વખત જતાં સારી રીતે વધ્યો હતો.

લલ્લુભાઈની જીંદગી માટે ગહત્વનો એક નિર્ણય ઈ. સ ૧૮૮૦ ના આખરે એટલે આશારામભાઇ લાઠી હતા તે દરમિયાન કરવામાં આવ્યો. એટલે તે હકીકત પણ અહીંજ ટપકાવવી ઉચિત લાગે છે. લલ્લુભાઇની વિદ્યાર્થી તરીકેની આખી કારકિર્દી ઉજ્જવલ હતી. વિદ્યાભ્યાસ શરૂ કર્યો ત્યારથી તેઓ દરેક વર્ગમાં ઉપર નંબર રાખતા દરેક પરીક્ષામાં બહુ સારા ટોકા મેળવતા. બી. એ. માટે પોતે લીધેલા ઐચ્છિક વિષયમાં તેઓ બીજે નંબરે આવેલા. પછી એમ. એ. માં એજ વિષયમાં એઓ જે વિદ્યાર્થીથી બી. એ. માં નીચા આવેલા તેને પણ હરાવીને પ્હેલે નબરે આવેલા. તે વખતે તેમનુ વય ઓગણીશ વર્ષનું હતું. આવું પરિણામ અને એમના પ્રોફેસરો તેમ પરીક્ષકોના અભિનંદન પત્રો આવતા. તે સમયે અમે બેઉ ભાઈ લાઠી હતા એટલે એકજ વાતની ચર્ચા



આશારામભાઈના જ્યેષ્ઠ પુત્ર
સર લલ્લુભાઈ શાહ, એમ.એ, એલએલ બી (નાઈટ)
મુંબાઈ હાઈકોર્ટના જજ

કેટલાક વખત લગી ખૂણ ચાલી રહી. સિવિલ સર્વિસની વિલાયતમાં લેવાતી પરીક્ષા માટે ઉમેદવારોની વય મર્યાદા એક બે વર્ષથીજ એકવીશ ઉપરથી વધારીને ત્રેવીસ કરવામાં આવેલી એટલે લલ્લુભાઈ તુર્તજ એ પરીક્ષાના અભ્યાસ માટે વિલાયત જાય તો એમને એ પરીક્ષામાં ત્રણવાર પ્રયત્ન કરવાનો અસાધારણ લાભ મળે એમ પણ હતું. બીજે પ્રયત્ને નહીં તો ત્રીજે પ્રયત્ને લલ્લુભાઈ વિજય મેળવેજ, એની લગભગ ખાત્રી લાગતી હતી. બે વારજ પ્રયત્ન કરવાનો લાભ મળે એવા કેટલાક અમારા સહાધ્યાયીઓ લલ્લુભાઈથી એક વર્ષે મોટા તથાપિ કોઇતો માત્ર બી. એ. થયેલા પોત પોતાનું નસીબ અજમાવવા ઉપડી જવાના હતા. અને અમે જાણતા હતા કે એમના કરતાં તો લલ્લુભાઈ સફલ નીવડવાનો ઘણો વધારે સંભવ હતો. વડીલ શ્રી સાહસિક હતાજ. પણ પગાર તે જમાના પ્રમાણેનો એટલે સારો ગણાય તથાપિ તેમાંથી આટલો મોટો ખર્ચ કરી શકાય એવી એમની સ્થિતિ તે વખતે ન્હોતી. એટલે પોતે સુખ્યત્ત્વે એ ખર્ચને શી રીતે પહોંચી વળવું તેના વિચારમાં હતા. અને આ વિષે પોતે નિર્ણય ઉપર આવે ત્યાં લગી અમારા ઉત્સાહને ટેકો આપતાં ખંચાતા હતા, અને

વાત ડહોળાતી હતી. ફરી ફરીને એ ને એ મુદ્દા એ ને એ રસથી ચર્ચાયા કરતા હતા. દરમિયાન અમારાં માતુશ્રીને થયું જે આ આખા દિવસ ને દિવસ ચાલ્યા કરે છે તે કાંઇક મોટી બાબત હોવી જોઇએ એટલે તેમણે સવાલ કર્યો-"આ બધું છે શું ? મને સ્હમજાવો તો ખરા !" અમે નીચેની હકીકત જણાવી. વિલાયત્ત જવાના હતા તે યુવકોમાંથી એની વિગત પણ જણાવી અને અમારો અભિપ્રાય ખાત્રીથી દર્શાવ્યો કે એમના કરતાં તો ભાઇ કયાંય ચડે. પછી અમે ખર્ચનો હિસાબ ગણાવવો શરૂ કર્યો. ત્યાં કહે "એ કાંઈ મારે નથી જાણવું. ખર્ચની વેતરણ કરવાનું કામ ભાયડાઓનું. પણ હું તમને સૌને સાફ કહી દઉં છું કે તમને એને મુંબઈ લગી ધીર્યો તેની મને કેટકેટલી ચિંતા થયા કરેલી છે તે મારૂં મન જાણે છે. તમે કહો છો આ પરીક્ષામાં પાર ઉતરાય, તેને પ્રથમથી મોટો પગાર બંધાય અને તે ખૂબ વધે. વારૂ, મોટાભાઈ, તમે વકીલ થઇને કેટલી કમાણીની આશા રાખો છો, અને ન્હાનાભાઈ, તમે એમ. એ. થયા અને આજેજ નોકરી શોધવા નીકળો તો તમને શું મળે?" અમે કહ્યું. એટલે એમણે પોતાનો નિર્ણય જણાવી દીધો. "ઓહોહો,

એટલી બધી કમાણીને આપણે શું કરવી હતી; તમે દરેક મહીને રૂ. ૫૦ રળશોને, તો મારે એકાવનમો ન લેઇએ. પણ ન્હાનાભાઈને તમે સૌ આટલે બધે આઘે ત્રણ ત્રણ વર્ષ માટે દેશનિકાલ કરશોને, તો હું તમને સાફ કહી દઉં છું એ મારાથી ખમાવાનું નથી. ચિંતામાં ને ચિંતામાં મારો દેહ પડી જશે, એ નક્કી. મારી જાતનો તમને ખપ હોય, તો એ વાત પડી મૂકો" "લોકો કહે છે આપણાં સંસારમાં આપણે બૈરીઓને ઘટતી સત્તા આપતા નથી, પરંતુ માણસનું આખું જીવન ફેરવી નાંખે એવા કેટલાક નિર્ણય આપણે ત્યાં પ્રથમથી જ મર્દોની બુદ્ધિ અનુભવ કે દીર્ઘદૃષ્ટિથી નહીં પણ સ્ત્રીઓની પ્રેરણા અને સ્ત્રીઓનાં હૃદયનેજ પ્રધાનપદ આપીને થતા આવ્યા છે. લલ્લુભાઈએ પોતે પણ આ ઘડીથી જ વિલાયત જવાની અભિલાષાને પોતાના હૃદયમાંથી પણ દેશવટો દીધો. માતાને ન ખપે તે શા ખપનું. એમજ ગાંઠવાળી દીધી.

લાઠી મૅનેજર તરીકેની આશારામભાઈની કારકિર્દી છેવટમાં–ઈ. સ. ૧૮૯૧–૯૨ ના શિયાળામાં–મિયાણાઓની એક ટોળી અને તેનો સરદાર વાલીઓ નામોરી કાઠીઆ-વાડના જુદા જુદા ભાગમાં રંજાડ કરતા હતા તે લાઠીની

હદમાં ચડી આવ્યા. લાઠીથી ચાર પાંચ ગાઉ ઉપરજ એક વાવમાં એ દસબાર જણ ભરાયા છે એવા વાવડ આવતાંજ આશારામભાઇ ૧૫-૨૦ મિનિટમાં જેટલા હથિયારબંધ સવાર તૈયાર થયા તેટલાને લઇ વાલીઆ સામે ચડી ગયા; બીજાં માણસોને જેમ બને તેમ જલદી વાંસે આવવા કહેતા ગયા. આ વખતનો દેખાવ મ્હેં નજરે જોયેલો. હજી પણ મને આંખ આગળ હોય એવો દેખાયા કરે છે. કહેવાય રજપૂત આરબ કે સિપાઈ, પણ ઘોડે ચડતાં હાથ પગ સરી પડે, ચડયા પછી પણ એવા થરથરે કે રાંગ જામે નહીં. આખો સીનો જાણે સિહાવિહા, એવા એ "સુભટો!" ના ટોળામાં કદાવર, દઢ અને હિંમતવાન આશારામભાઇ એ સૌના અનન્ય સેનાપતિ તરીકે તરી આવતા હતા. વાલીઓ અને તેના માણસો આખો દિવસ વાવમાં ભરાઇ રહ્યા. લાઠીની તેમ જ બાબરા આદિની બીજી ટુકડીઓ પણ આવી પહોંચી હતી તે સૌ વાવને ઘેરો ઘાલી ઉભી હતી. વાવમાં માણસ હશે બાર કે બહુ તો પંદર, ઘેરનારાં માણસો દોઢસો થીયે વધારે હતાં, તથાપિ કોઈ વાવમાં ધસારો લઈ ગયું નહિ. આખો દિવસ સામસામા ગોળીબાર થયા કર્યા,

ન્હારનાં માણસો વગર દીઠે દીધે રાખતાં કેમકે દારૂગોળો ખુટી પડશે એવી તેમને ધાસ્તી જ ન્હોતી. અંદરનાં માણસો લપાઇ રહેલાં તથાપિ બરાબર તાકીને જ ગોળી છોડતા. અંદરથી ગોળીઓ છુટતી ત્યારે જુદી જુદી દિશામાંથી બે ત્રણ સામટી છુટતી. પછી પોણા કલાક લગી એકે છુટતી નહીં. અને આટલાં બધાં માણસે ઘેરો ઘાલ્યો હતો તથાપિ એ મરણીઆં માણસો રાતના અંધારામાં આબાદ ન્હાસી ગયા. એક પણ હાથ આવ્યો નહીં, અને સ્હવારે તડકા ચડયા તોય અંદરથી એકે ગોળી આવતી નથી એમ ખાતરી થતાં આ દોઢસોમાંનાં કેટલાક બીજાઓના ધક્કેલેલા માંડ માંડ અંદર પેઠા ત્યારે જ માલુમ પડયું કે વાવમાં તો કાળો કાગડોય હતો નહીં. અને સૌ વીલે મ્હોંએ પોતપોતાને ગામ પાછા ફર્યા.

પછી લેફ્ટેનન્ટ ગોર્ડન સાહેબને આ કામગીરી ઉપર ખાસ નીમવામાં આવ્યા અને તેઓએ પાંચ છ ટોળીઓ વચ્ચે એઓને આંતરીને ઘેરાનું કુંડાળું ટુંકું કરતા કરતા એમને ભાગવા ન જ દીધા, ત્યારે તેઓ સામે મ્હોંએ લશ્કર સામે પણ લડયા, અને એમાંનો એકેએક જણ કપાઈ ગયો,

એટે જીવતો પકડાયો નહીં, એટલું જ નહીં પણ આ છેલ્લા ઝપાટામા એમણે ગોર્ડન સાહેબનો ભોગ તો લીધો જ.

લાઠીના મેનેજમેન્ટ અગે નોંધવાનો છેલ્લો બનાવ ઠાકોરશ્રી સુરસિંહજીનાં લગ્નોનો હતો; ઇ. સ. ૧૮૮૯-૯૦. આ ખુશખુશાલ સમારંભો કેટલાક દિવસ ચાલ્યા અને એમાં ખાસ નોંધવા જેવી એક જ વિગત બનેલી. તે આ કે વૃદ્ધ કવીશ્વર દલપતરામ અને ઉગતા કવિ મણીશંકર રત્નજી ભટ્ટ જે પછી ઇ. સ. ૧૮૯૫-૯૬ થી સુરસિંહજીના ખાસ મિત્ર થયા હતા અને પોતાની વડોદરાની નોકરી છોડયા પછી ભાવનગર નવી નોકરી મળી ત્યાં લગીના ગાળામાં એટલે કેટલાક માસ લાઠીમાં જ ઠાકોર સાહેબના સન્માનિત મેહમાન લેખે રહ્યા હતા, તથા જેમને હાથેજ પછી કલાપીના કાવ્યોના સંગ્રહ-કેકારવ અને હમીરકાવ્ય બ્હાર પડયાં,—એ બન્ને કવિનો પ્રથમ મેળાપ સુરસિંહજીના આ લગ્ન સમારંભમા જ થયો હતો. મણીશંકરનું વતન લાઠીથી ઘણું નજીક હતું; વળી મોરબી હાઇસ્કુલમાંથી અમારે બે ભાઈઓને એમની ઓળખાણ હતી તથા કોલેજ જીવન દરમિયાન અમારો અન્યોન્ય પરિચય વધ્યો હતો, એટલે



સંસ્થાન લાઠીના સ્વર્ગસ્થ નરેશ સુરસિંહજી (કલાપી)
તેમનાં પ્રથમ કુંવરી સહિત

કુદરતી રીતે તેઓ અમારે ત્યાં જ ઉતર્યાં હતા. કલાપીની કવિતાનો પ્હેલો અંકુર ફુટવાને પણ હજી વાર હતી. મણીશંકર તો "વસંત વિજય" અને બીજી કવિતાઓ બ્હાર પાડી ચૂકયા હતા. મેં અને લલ્લુભાઈએ એ "વસંત વિજય"ની કવિતા આ વખતે જ પ્રથમ વાંચેલી, એટલે કે ભાઈ મણીશંકરની સુમધુર લહણે વંચાતી સાંભળેલી. પરંતુ આ બે કવિઓના સમાગમમાં વયોવૃદ્ધ કવીશ્વરે ઉગતા કવિને કવિ તરીકે સત્કાર્યા કે શું બનેલું તે કશું યાદ નથી.

લાઠી છોડતાં આશારામભાઈ ચૂડે અને ચૂડા પછી બાંટવે અને ગીદડ (હાલનું સરદારગઢ) નીમાયા હતા. પરંતુ નોકરીના આ છેલ્લાં વર્ષો દરમિયાન આશારામભાઈના ચારિત્ર કે કૌશલ્યની કોઇ બાજુ પર ખાસ પ્રકાશ નાખે એવો એકે બનાવ અમને યાદ રહ્યો નથી તેમ એમની નોંધમાં નોંધાયો પણ નથી. એકેએક સાહેબની એમના ઉપર એકસરખી મહેર-બાની થયેલી હોવાથી એજન્સીને એમની પંચાવનની ઉંમર પછી પણ નોકરીમાં ચાલુ રાખવાની પણ ઇચ્છા હતી. પરંતુ આશારામભાઇ છપ્પનમું વર્ષ બેસતાંજ પેન્શન લઇ નોકરી છોડી દેવાના નિશ્ચયને વળગી રહ્યા. એ જમાનામાંથી ઘણાને

નોકરીની મુદત પૂરી થયા પછીની વિશેષ સ્વતન્ત્ર હાલતમાં જે બની આવે તે લોકોપયોગી કામ કરી આપવાના કોડ હતા. ૮સ્વ. અંબાલાલ સાકરલાલ દેસાઈ તો છપ્પનની સાલગ્રેહને એક હજાર દિવસ રહેલા ત્યારથી રોજ પ્રાતઃકાલે જાગતાંજ પહેલું કામ એ કરતા કે પોતાની જાતને મોટેથી પૂછતા, હજી કેટલા દિવસ બાકી ? અને ૭૬૧ કે ૭૬૦ કે જેટલા રહ્યા હોય તેનો આંકડો મોટેથી બોલીને પછીજ પલંગ છોડતા આ વિચિત્ર સવાલ જવાબ સાંભળનાર કોઈ પૂછે કે આ શેની ગણત્રી વારૂ ? ત્યારે તુર્ત ખુલાસો પણ કરી દેતા—" એ તો મારી આ પરતંત્ર દશામાંથી મુક્તિ મળવાને હજી કેટલા દિવસની વાર છે તે રોજ સવારે ઊઠતાં વાત સંભારૂં છું." આશારામભાઇને પોતાની નોકર દશા આટલી બધી ખુંચતી નહિ; તથાપિ એઓને પણ પૂરેપૂરા સ્વતંત્ર જીવનની અભિલાષા હતીજ.



# પ્રકરણ ૬ ઠું

## શાહ આશારામ દલીચંદ : ઉત્તરાવસ્થા.

ઉદ્યમી `માણસને બેકારી જેવું દુઃખ નથી. રોજ અમુક કલાક નિયમિત રીતે કામમાં ગાળવાની ટેવ જામી ગઇ હોય, તે પછી કામ અટકી પડતાં એ કલાકો કેમે કર્યાં જતા નથી. વળી કામ કામને શીખવે છે. કામનાં વાતાવરણ અને પરિસ્થિતિ સહકારીઓમાં સ્પર્ધા, સ્નેહ, અને માનવૃત્તિ ઉત્પન્ન કરે છે. અર્વાચીન જગતમાં જુદા જુદા ઉદ્યોગો સંસ્કારી ધંધા ( પ્રોફેશન્સ ), ન્યાય મ્હેસુલ આદિ સરકારી વહીવટનાં ખાતાં, કે જુદા જુદા વસ્તુ સમૂહની દુકાનદારીમાં પણ ચડ ઉતર અનેક પાયરીએ દેશભરમાં વેરાઈ ગોઠવાયેલા હજારો કરવૈયા, જાણે દરેક મોટાં મોટાં જૂથ છે, એક તીર્થે જવા માટે લાંબી યાત્રાએ નીકળેલા યાત્રાળુ સંઘ છે, એક નગર જેવા અતિકાય વ્હાણમાં સંસાર સફર ખેલતા સફરીઆનું ઝુંડ છે. તેમાં દરેક માણસને પોતાનું આજનું કામ સારા રીતે બજાવી આવતી કાલે એવુંજ પણ એથી વધારે કસોટી કરનારૂં કામ મેળવવાના કોડ હોય છે. વળી કામ કામને શીખવે છે એવી રીતે કે માણસ કામમાં કુશળ થતો

જાય તેમ તેમ તેનો એ જાતના કામ ઉપર સ્નેહભાવ વધતો અને ગાઢ થતો જાય છે. એટલે કે શરીરનું ઉત્તમ અગ જેમ મુખ્ય ઇંદ્રિયો બુદ્ધિ લાગણી અને કલ્પનાનું મથક મસ્તક છે, તેમ માણસના જીવનનો ઉત્તમ અંશ તેનું વ્હાલું કામ છે. કામ વિહીન થઈ ગયેલું જીવન, કોપરા વગરની નાળીએરની કાચલી, પ્રાણ વિનાનો દેહ, જીવતું મોતજ છે.

આશારામભાઇ ઇ. સ. ૧૮૯૯ માં વાનપ્રસ્થ થયા અને પછી ૨૩ મે વર્ષે ઇ. ૧૯૨૧ ના માર્ચ માસની ૨૬ મી તારીખે વિ. સં. ૧૯૭૭ ના ફાગણ વદી ૩ જે; થોડીકજ માંદગી ભોગવીને પોતાના ૮૦ મા વર્ષના આરંભમાં એમનો દેહ પડી ગયો તે દરમિયાન એક પછી એક ત્રણ મોટાં કામમાં એઓ ગુંથાયલાજ રહ્યા. આમાંથી પ્હેલું લઇશું. એમની ગુજરાતી વાઙ્‌મયની સેવા. એમનો "કહેવત સંગ્રહ" અત્યારે ગુજરાતમાં સર્વત્ર જાણીતો થઈ ગયો છે. એની પ્રશસ્તિ ટીકા કે કોઇ પણ રીતનું એનું અવલોકન લખવાનુ આ સ્થળ નથી. પણ એમના નિકટ સબંધીઓ અને સ્નેહીઓને એમાં સ્થળે સ્થળે આશારામભાઇના વિશાળ અનુભવ ઉદાર સમભાવ અને અણધાર્યા ટોળ ટીખળ ઉત્પન્ન કરતી



આશારામ દલીચંદ શાહ
(૫૮ થી ૬૦ની વયમાં)

પ્રકૃતિનાં દર્શન થાય છે. કેટલેક સ્થળે તો એમની બોલી ચાલીની લઢણો પણ પ્રત્યક્ષ થાય છે. એઓએ એની પાછળ કેટલી એકાગ્રતાથી કેટલો બધો સમય ગાળ્યો, કેટકેટલા આંક ફરી ફરીને લખલખ કરીને પોતાની કસોટી પ્રમાણે રાખવા જેવા રચાયા ત્યાં લગી તેમણે તે ફેરવ્યા સુધાર્યાજ કર્યા, એ બધી હકીકત અમે એમના કુટુંબીઓજ જાણીએ. આની પ્હેલી આવૃત્તિ એમણે પ્રકટ કરી ઇ. ૧૯૧૧ માં, પરંતુ તે પછી એ એમના સુધારા વધારા અવતરણ ટાંચણ આદિના પાનિયાં વધતાંજ રહ્યાં. એમને આવા વિષયો માટે કદી ન ઓસરે એટલો બધો અનુરાગ હતો. અને અવસાન પ્હેલાં થોડા વખત ઉપરજ, બીજી આવૃત્તિ હવે પોતાને હાથે ભાગ્યે પ્રકટ થઈ શકશે એમ લાગવાથી, એ કામ એમણે અમને ભાળવ્યું, તે પછીજ પોતે તેને છોડયું. આ એમના છેલ્લા સુધારા વધારા સાથેની બીજી આવૃત્તિ અમે બ્હાર પાડી ઇ. ૧૯૨૩ માં. આ કોષ કે સંગ્રહ ગ્રંથને ફિલસૂફી, સાક્ષરતા, શાસ્ત્રીયતા, પ્રજાના કંઠસ્થ અનુભવ ભંડોળનું સાહિત્ય, સમાજ શાસ્ત્ર, કે માનવ વિજ્ઞાન, કે જુદી જુદી ભાષાઓની કહેવતોના તુલનાત્મક અભ્યાસની દૃષ્ટિએ કડક રીતે

તપાસિયે, તો બેશક એમાં ખામીઓ ઘણી છે. પરંતુ એ ખામીઓને કર્તાની અંગત ગણવામાં તો એમને અન્યાય થાય એટલું અહીં ઉમેરવાની જરૂર લાગે છે. પછીના જમાનાની શાસ્ત્રીયતા અને વિસ્તરતા ક્ષેત્રમાં ઉંચી ચડવા પામેલી વિદ્વતાને ત્રાજવે આશારામભાઈના જમાનાની વિદ્વતાના આ ફળને તોળાયજ નહીં. વળી એ જમાનાના પણ ભગવાનલાલ ઇંદ્રજી, નર્મદ, દલપતરામ, નવલરામ અને રણછોડલાઈ ઉદયરામ કે અંબાલાલ સાકરલાલ જેવા મહાસમર્થ વિદ્વાનોની હારમાં પણ આશારામભાઇ ન આવે. એઓ વ્યવહારકુશળ બહુશ્રુત માત્ર હતા, વિદ્વાન કે પંડિત હતાજ નહીં. અને પોતાની આ મર્યાદાઓ એઓ પોતે સારી રીતે સ્હમજતા હતા.

જૈન કોમની પાલીતાણે સ્થાપેલી આણંદજી કલ્યાણજીની કોટિધજ પેઢીને પાલીતાણાના દેશી રાજ્ય સાથે કેટલીક કીમતી સ્થાવર મિલ્કતોની માલીકી વિષે વિરોધ પડયો. એ તકરારી અને અતિ ગુંચવણીઆ પ્રકરણની વિગતો અહીં અસ્થાને ગણાય. જૈન કોમે આમાં પોતાના પ્રતિનિધિ લેખે આશારામભાઈને પસંદ કર્યા. અને એમણે રાજસાહેબના દિવાન અને વકીલ બારિસ્ટરો સાથે અત્યંત ધીરજ અને

મિઠાશથી રજે રજની પૂરેપૂરી ચર્ચા કરીને કળે કળે આ મોટા વિરોધનુ કામ લીધું, અને તેનો અંત લાવવામાં સહાયભૂત થયા.

✓ઈ. સ. ૧૯૦૧ મા અમદાવાદની સ્વામીનારાયણ ગાદીના ગાદીપતિ આચાર્યશ્રી પુરૂષોત્તમપ્રસાદજી પરમધામમાં સિધાવ્યા. તેઓ પોતાની પાછળ વસિયતનામાનુ લખત મૂકી ગયા; અને તેમાં પોતે ટ્રસ્ટીઓ નીમતા ગયા, તે યાદીમાં આશારામભાઇનુ નામ પણ હતું. બધા ટ્રસ્ટીઓ બધી વાતે એક મત થઈ શક્યા નહીં, એસ્ટેટના વહીવટમાં કેટલાક ટ્રસ્ટીઓ પોતાનુ ધાર્યુંજ થવુ જોઇએ એવા આશયથી કાયદેસર નાખી શકાય એવી બધી મુશ્કેલીઓ નાખતા ગયા, અને છેલ્લા આચાર્યના મૃત્યુથી ખાલી પડી તે ગાદીએ હવે કોણ આવે એ પ્રશ્નમાં તો સ્હામસ્હામા પક્ષ પડી ગયા.

મ. પુરૂષોત્તમપ્રસાદજી તેમના વીલથી સગીર વાસુદેવ-પ્રસાદજીને વારસ તથા ભવિષ્યના આચાર્ય ઠરાવી ગયા હતા, તેમના હક્ક ડૂબે તેવા અનેક પ્રયત્નો થયા તે દરેકને પ્હોંચી વળીને આશારામભાઇએ વાસુદેવપ્રસાદજીના હક્કનું સંરક્ષણ કર્યું, અને તેઓ લાયક ઉંમરના થયા ત્યારે તેમનો અભિષેક

થયો અને કુલ સત્તા અને સમૃદ્ધિ એમના હાથમાં આવી તે પોતે જાતે જોયું એટલા પોતાને ભાગ્યશાળી માનતા હતા. વખત જતાં અને લાગણીઓ શાંત થતાં પક્ષાપક્ષીમાં વિચલિત થયેલાં માણસો પણ ઠરેલ વિચાર બાંધી શક્યાં અને આખા સત્સંગે આશારામભાઇએ આ અણીને વખતે દર્શાવેલી દીર્ઘદૃષ્ટિ અને વ્યવહારકુશલતા અને ન્યાયવૃત્તિ માટે તેમને મુક્ત કંઠે વખાણ્યા. ઇ. સ. ૧૯૦૧ના નવેમ્બરમાં મારાં માતુશ્રી મંછાબાનો સ્વર્ગવાસ થયો. આશારામભાઈના વિવિધ રંગી વિવિધ અનુભવોથી ભરચક જીવને એઓ પણ ઘડાયાં હતાં. આ સમયે એમની ઉમ્મર ૬૦ વર્ષની હતી; મારી ૩૨ વર્ષની હતી; લલ્લુભાઇની ૨૮ વર્ષની હતી. મને પરણ્યાને ૧૮ વર્ષ અને લલ્લુભાઇને પરણ્યાને ૧૬ વર્ષ થઈ ગયાં હતાં. સંસાર દુઃખમય ગણાય છે એ હિસાબે અમારૂં જીવન સુખપ્રધાન ગણાય એવું થયું હતું. તે માટે તેઓ પોતાને ભાગ્યશાળી માનતાં, આશારામભાઈ જેવા સત્પુરુષની આજ્ઞામાં રહેવા અને અખંડ સેવા કરવાનું પરમ સુખ દૈવે તેમને મેળવી આપ્યું તેથી તેઓ પોતાના આગલા ભવોમાંના સત્કર્મોને અભિનંદતાં હતાં, તથા મને તેમ લલ્લુભાઇને

અમારો વકીલાતનો ધંધો કુટુંબ નિર્વાહ વિષે નિશ્ચિંત રાખતો અને લોકોમા તેમ રાજ દરબારે પ્રતિષ્ઠા અપાવતો, તેથી તેઓ સુપ્રસન્ન રહેતાં. પરતુ અમે બે એમના પુત્રોમાંથી એકકેને હજી લગી સંતાન થયું ન્હોતું, પૌત્ર વા પૌત્રીને રમાડયા ઉછેર્યા વગરજ એમને દેહ છોડવો પડે છે, એ એક ઉણપ રહી ગઇ તેનો વિચાર ફરી ફરીને આવતાં એમને ડુમો ચડી આવતો અને ચોધારે આંસુ વ્હેતાં. આશારામભાઇ જેવા અનેકોનાં વારાફેરા જોઇ જોઇને રીઢા થયેલ પરિપક્વ ઠરેલ પુરુષને પણ પોતાનુ કુળ નિર્વંશ જશે. એ ધાસ્તી શલ્યની પેરે ખુચતી. અને માતુશ્રી છેલ્લા મહીનાઓમા આ દુઃખને આ કમનસીબને આગળ કરી કરીને રોતા, ત્યારે આશારામભાઇ પણ એમને શાંત કરવા અસમર્થ થઇ જતા, કેમકે નિર્વંશ જાય તેને એઓ પણ અતિ મોટુ અને અસહ્ય દુર્ભાગ્ય ગણતા હતા. પોતે જે વેલામા પાકેલા તેની સાહસિકતા તેનું શૂરાતન તેનો ટેક તેનુ આભિજાત્ય તેનું વ્યવહારકૌશલ તેની ચતુરાઇ તેનો વિશાળ સમભાવ તેની પ્રામાણિકતા તેની નમ્રતા આદિ ગુણોનુ સ્મરણ કરતા, અને એ વેલો તો અટકી જવાનો એમ જ્યારે તેઓને લાગતું

ત્યારે તે પોતે પણ ગળગળા અને ગમગીન થઇ જતા. હું પરણેલો ઇ. સ. ૧૮૮૨ માં; લલ્લુભાઇ પરણેલા ઇ. સ. ૧૮૮૪ માં તથાપિ આ બનાવથી આશારામભાઇને પોતાને ચટપટી વધવા લાગી કે કાંતો આજ વધૂઓમાંથી બેયને નહીં તો એકને વેલો આગળ ચલાવનાર પુત્ર સાંપડવો જોઇએ, કાંતો બીજુ શકય તે ડગલું ભરીને વંશ ટકાવવા માટે પ્રયાસ કરવો જોઇએ.

હું અને લલ્લુભાઈ અમારા ભણતર અમારી સોબત અને અમારા જમાના પ્રમાણેના " સુધારક " વિચારો ધરાવતા હતા. તથાપિ માતાપિતાના આ સ્થાયી ઉંડા ઘેરા ખેદ દર્દ વા વિષાદની છાપ મ્હારા દિલમાં ખૂબજ ઉંડી પડી. હું ઇ. સ. ૧૯૧૦ માં બીજી વાર પરણ્યો. અને પ્હેલો પુત્ર ઇ. સ. ૧૯૧૨ માં થયો. જે તેના વયોવૃદ્ધ દાદાજીને અત્યતાત્યંત વ્હાલો લાગ્યો.

કુટુંબનો વેલો એક જમાનો આગળ ચાલે એ રૂપે મર્ત્ય વ્યક્તિઓની પરંપરા દ્વારા અમરતા ભોગવાય છે એમ માની લેતો સંસારમોહ કોઇ અજબ માયા છે. ખચિતજ હિન્દના આર્યોએ તો આખો ગૃહસ્થાશ્રમધર્મ જે લગ્ન સંસ્કારથી



આશારામભાઈ અને તેમના પુત્રો
૧ મૂળચંદ ૨ લલ્લુભાઈ

શરૂ થાય છે તે લગ્નનો પવિત્ર હેતુ પુત્ર કામનાનેજ માન્યો છે. વળી મૃત્યુને પરલોક જીવનનો પર્યાય જ ગણી લઈને આર્ય મહર્ષિઓ કુટુંબને પિતૃલોકમાં જીવતી, ભૂલોકમાં જીવતી અને ભૂલોકમાં હજી હવે જન્મ ધરનારી એમ ત્રણ વર્ગની વ્યક્તિઓની સળંગ માળા જેવું નિરૂપે છે. ✓ભૂલોકસ્થ વ્યક્તિ ઔરસ-પુત્ર ઉત્પન્ન કર્યા વગર મરે, તો આખું કુટુંબ જ નાશ પામે એમ એમની વ્યવસ્થામાંથી ફળે છે, કેમ જે પિતૃઓનું પિતૃલોકજીવન ભૂલોકથી એમને ઔરસ પુત્રને હાથે જમાને જમાને શ્રાદ્ધ અને તર્પણ મળતાં રહે ત્યાં લગીજ ટકે છે. આર્ય મહર્ષિઓએ અનુભવસાગરને મથી મથીને ચાર આશ્રમ બાંધ્યા. મનુષ્ય જીવે ૧૦૦ કે ૧૨૦ વર્ષ: તેમાંથી પ્હેલાં સાત ✓આઠ શૂદ્ર અનાશ્રમી દશાનાં. ✓આઠમે વર્ષે ઉપનયન સંસ્કારે શૂદ્રમાંથી ઉત્પન્ન કરાતો દ્વિજ ગુરુકુલ એટલે કુલપતિના શિષ્યટોળામાં પ્રવેશી પ્રથમ એટલે બ્રહ્મચર્યાશ્રમના ધર્મ પાળે અને શાસ્ત્રો વિજ્ઞાનો વિદ્યાઓ અને વેદો ભણે; બાર વર્ષ, ચોવીસ વર્ષ છત્રીસ વર્ષ એવો નિયમ હતો. વીશમા વર્ષથી તે ચુમાળીસમા વર્ષ લગીમાં તે લગ્ન કરી ગૃહસ્થ થાય, અને પત્ની સાથે સહધર્માચરણ માંડે. પુત્ર ઉત્પન્ન થાય તે પછી

પત્નીની સાથે કામવિહાર કરવાની ઋતુએ ઋતુએ ફરજથી એ દ્વિજ ગૃહી મુક્ત ગણાતો. પિતૃઋણ ફેડનાર આ પુત્ર ઉત્પન્ન કરવો એ ગૃહીની પહેલી ફરજ. બ્રહ્મચારી વાનપ્રસ્થ અને સંન્યાસીનાં આતિથ્ય કરવાં એ ગૃહીની બીજી ફરજ. ગૃહસ્થાશ્રમ આમ બીજા ત્રણે આશ્રમોનો પોષક અને આધાર ગણાતો. સંસારના તમામ જીવોને પૂરતું પડે એટલું પોષણ ઉત્પન્ન કરવાનો ધર્મ એક ગૃહસ્થાશ્રમીને માથે જ રાખવામાં આવ્યો હતો. બ્રહ્મચારી વાનપ્રસ્થી સંન્યાસી હોય, તેણે પોતાના પોષણ માટે જેમ બને તેમ ઓછું જ માગવું, અને તેય ન મળી આવે એવે પ્રસંગે પ્રસન્નચિત્ત અને ધર્મનિષ્ઠ રહેવું, એવી પણ પ્રથા હતી. એ કોઇને માથે પોતાના પોષણનો લેશ પણ ધર્મ ફરમાવેલો નથી. સૌને પૂરતું પડે એટલું ઉત્પન્ન કરવાનોજ ધર્મ ફરમાવેલો છે. પૌત્રનાં દર્શન થાય એટલે ગૃહસ્થીએ વાનપ્રસ્થી થવું. લગ્ન પછી પ્હેલા વર્ષમાં જ પહેલું ફરજંદ થાય અને તે પુત્રી નહીં પુત્રજ હોય એમ ગણતાં-૨૧ મે વર્ષે પિતા થાય તેના પુત્રને ૨૧ મે એટલે પોતાને ૪૧ મે વર્ષે દાદો થાય. બીજે છેડેથી જોતાં, ૪૪ મે વર્ષે પિતા થાય. તેના પુત્રને ૪૪ મે વર્ષે પુત્ર સાંપડે એમ લઇએ, એટલે સ્પષ્ટ જોઇ શકાય છે કે કોઈ લગભગ ચાલીશનો થાય

ત્યાં લગીમા તે દાદો થઇ શકતો નહીં; અને કોઈ તો ચોર્યાશીની ઉંમરે જ એ લ્હાવો મેળવી શકે. એવું આ બંધારણ હતું. બેશક, આ નિયમો કડક વિધિ કે નિષેધ રૂપ ન્હોતા માત્ર ભાવના રૂપ હતા, વ્યવહારના અનેક અપવાદો ચાલતા, છોકરો ઉપનયન સસ્કાર થતા કોઇ કુલપતિને ત્યાં વિદ્યાભ્યાસ માટે ભાગી નીકળવાનુ માત્ર નાટક કરે અને સંધ્યાકાળ પ્હેલાં મામા તેને પાછો મનાવી ઘેર આણે, એમજ ઘણા દાખલામાં બનતું. તથાપિ ભાવનારૂપ નિયમો પણ વ્યવહારને શુદ્ધ રાખવામાં અને ઉદાત્ત આચાર પ્રવર્ત્તાવવામાં મોટો ભાગ ભજવે છે એ જાણીતું છે. પુત્રને ઘેર પુત્ર થતાં માણસ ગૃહી મટી વની બની શકતો એ આ ભાવનારૂપ નિયમોનું તાત્પર્ય. અને ન્યાતે દ્વિજ હોય એવો વની જ્યારે પણ પોતાની શ્રદ્ધા ઉમે એવો સંન્યાસી ગુરુ તેને મળી જતો, ત્યારે તેની કને દિક્ષા લઈને સંન્યાસી બની શકતો. એક વાર સંન્યાસ દિક્ષા લીધા પછી માણસ તેમાથી કોઈ સ્ત્રીના પ્રેમમાં પડી તેની સાથે લગ્ન કરીને વા એમને એમ રહેવા માંડી પાછો ગૃહી થતો, એવા દાખલાયે બનતા (જો કે ઘણા નહીં; કેમકે પચાસ પચાવનથી વધુ ઉમરે પ્હોચેલા માણસોમાં કામવાસના મંદજ

હોય. ગૃહી હોય ત્યાંજ દેહ પડી જાય એવી ગંભીર માંદગી આવતાં દર્દી નામનો સંન્યાસ લેવાનુ નાટક પણ ભજવી શકતો અને આવા "આતુર" સંન્યાસી મરી જતાં તેના ઉત્તર સંસ્કાર સાચા સંન્યાસી માટે વિહિત હતા તેવા જ કરવામાં આવતા. "આતુર" સંન્યાસ લીધા પછી રોગ હઠી જાય અને માણસ સાજો થઇ પાછો કેટલેક વખત જીવે એમ પણ કોઇકવાર બની જતું આશારામભાઇનાજ જમાનામાં આના પ્રસિદ્ધ દાખલા પણ બન્યા હતા. એવો "આતુર" સંન્યાસ લીધા પછી આયુષ્ય ખુટેલુ નહીં. એટલે પાછા સાજા થતાં ઘર ત્યજી પરાંમાં વાડીએ રહેતા અને બાહ્યાચાર સંન્યાસીના પાળતા, તથાપિ પોતાની હવેલીમાં રહેતા અને એમની પાસે જે તકરારો ફરીઆદો આદિ રોજ આવતી તે ને તે જ એમની કને એમના તુરીયાશ્રમમાં વાડીએ પણ આવ્યા કરતી. અર્થાત્ સંન્યાસનો પોષાક અને બાહ્યાચાર માત્ર સ્વીકારીને આ માણસો પોતાની પ્રવૃત્તિઓ પહેલાં જેવી સંસારી જ રાખી રહેતા હતા. આવો માત્ર લોકદેખાડ પુરતો બાહ્યાચાર તે સાચો સંન્યાસ, કે આશારામભાઇએ પેન્સન લીધા પછી "કહેવત સંગ્રહ" ની રચના અને આણદજી કલ્યાણજીની

પેઢી તથા શ્રી સ્વામીનારાયણ મંદિરના ટ્રસ્ટી તરીકે કામ કરવામાં વર્ષો ગાળ્યાં મુસાફરી આદિ ખર્ચોમાં જાતે ખૂબ ઘસાયા પગાર એલાવન્સ ભેટ કે કોઇ પણ રૂપે એક પાઇ પણ સ્વીકારેલી નહિ; એ સાચો અને હાલના જમાનાને અનુરૂપ સંન્યાસ એ સવાલ વિષે હાલના જમાનામાં બે મત થવાનો પણ સંભવ દેખાતો નથી. રાગદ્વેષને કાબૂમાં રાખીને ન્યાયાન્યાય ઉચિતાનુચિત અને શક્યાશક્યનો સૂક્ષ્મ વિવેક કરી શકે એવી પરિપક્વ અનુભવમંડિત બુદ્ધિ નિર્વતને અને નિઃસ્વાર્થ લોકોપયોગી કાર્યો કરી આપવાની સેવા બજાવે, એજ હાલના જમાનામાં સાચો સંન્યાસ. ભગવાં, એક જ ટંક ભોજન, જોડા ન પહેરાય, પાવડીઓ પહેરવી, ભોંયે સૂવું, ચાલીને અગર યાન્ત્રિક વાહનમાં જ મુસાફરી કરવી, યાત્રા ક્ષેત્રમાં જ મોટે ભાગે વસવું, વગેરે તો બાહ્ય નિયમોજ છે, જેને ખોટા પોલા આડંબર અને દભમાં તથા ઘણાને અસુખકર બંધનો અને બેડીઓમાં ફેરવાઇ જતાં પણ જરાયે વાર લાગતી નથી.

વળી અહીં આપણે ખુશીથી સ્વીકારીશું કે ઉત્તરાવસ્થામાં માણસ સેવાપ્રધાન જીવન ગાળે તેના બધા જ પ્રકાર અર્વાચીન

દ્રષ્ટિએ પણ સંન્યાસના અતિ સાત્વિક આશ્રમના અર્વાચીન રૂપાન્તર જેવા ગણાવાને પાત્ર નથી. ✓અંબાલાલ સાકરલાલ, હરગોવિંદદાસ કાંટાવાળા, લાલશંકર ઉમિયાશંકર જેઓએ પાછલી અવસ્થા હુન્નર ઉદ્યોગ પ્રવૃત્તિમાં અને બીલો આદિ બાંધવાને સમર્પેલી, તેટલે દરજ્જે તે સ્વાર્થ પરાયણતા ગણાય, દેશોન્નતિ માટેની પ્રવૃત્તિ પણ ગણાય; અને એટલે દરજ્જે સેવા ગણાય. પરંતુ આપણી ધર્મવ્યવસ્થામાં પુરુષાર્થ ચારને એક એકથી અલગ રાખે છે. અને આવી સેવા સ્વાર્થકામી નહીં તથાપિ અર્થકામી હોવાથી સંન્યાસના વર્ગમાં ના આવી શકે. ✓મોતીલાલ નેહરૂ જેવાની નિષ્કામ રાજપ્રકરણી સેવાઓ પણ આપણી ધર્મવ્યવસ્થાની દ્રષ્ટિએ અર્થ પરાયણ ગણાય, કેમ જે રાજ્યલાભ પણ દેશના પાર્થિવ પ્રેમનો એટલે "અર્થ" નોજ એક પ્રકાર થયો. સર જગદીશ બોસ જેવાનાં વિજ્ઞાનપરાયણ જીવન રવીંદ્રનાથ ઠાકુર જેવાનાં સાહિત્યકલા અને શિક્ષણ પ્રચારને સમર્પાતાં જીવન, કે આપણા ચરિત્ર નાયક આશારામભાઈનાં બીજાના હક્ક રક્ષવા અને તેમને ન્યાય મેળવી આપવાને સમર્પાયલાં સેવા પરાયણ જીવન જ અહીં અર્વાચીન સંસારને બંધ બેસે

એ રીતે સંન્યસ્તાશ્રમની મર્યાદાઓ વિસ્તારી છે, તે મર્યાદાઓમાં આવી શકે, એજ ચર્ચાનું વક્તવ્ય છે. અને આવી ચર્ચા ઉપસ્થિત કરીને અમે આશારામભાઈને સર જગદીશ કે રવીંદ્ર બાબુની હારના અગર અંબાલાલ, મોતીલાલ, હરગોવિંદદાસ આદિથી મુકાબલે મોટા માણસ જણાવવા ઇચ્છિયે છિયે એમ રખેને કોઇ લઇ દોડે. એવી કોઇપણ તુલના કરવા સૂચવવાનો આશયજ નથી. આ ચર્ચા સિદ્ધાન્ત લક્ષીજ છે. આશારામભાઈ મોટા માણસ હતા નહીં, મધ્યમ સ્થિતિના અને મધ્યમ શક્તિઓના હોવા છતાં, ચારિત્રનાં બળ અને વિશુદ્ધિએજ ચરિત્રનાયક ગણાવાને પાત્ર, મહાપુરુષ લેખે નહીં, અસાધારણ પુરુષ લેખે નહીં, એ તો ઉપર સ્પષ્ટ સ્વીકારી લીધેલું છે.

૪ આશારામભાઇ સારા ઘોડેસ્વાર હતા, ઊંટ ઉપર બેસી લાંબો પંથ ઝડપથી કાપવાનો પણ એમને કંટાળો ન્હોતો, અને તલવાર બંદુક, પિસ્તોલ કટાર વાપરી જાણતા. છેક સિત્તેરનું વય થયું ત્યાં લગી પોતે નિશાન પાડી શકતા. હથિયાર રાખવા બાંધવા વાપરવા ઉપર સરકારે અંકુશ મૂક્યો, અને દેશ એથી નિર્વીર્ય બનતો જાય છે એમ તે માનતા. મોરબીથી અમદાવાદ સુધીના ૧૪૦ માઇલની મુસાફરી

બાવીસ ત્રેવીસ કલાકમાં ઊંટે બેસીને એમણે વારંવાર કરેલી અને એવો લાંબો પંથ કાપતાં તેમને થાક પણ જણાતો નહિ. તેમની સ્મરણશક્તિ અસાધારણ હતી. માણસોનો એક વાર સમાગમ થોડી મિનિટ માટે થયા પછી તેને ભૂલતા નહિ અને ભાતભાતના માણસોને થોડા પરિચયમાંજ કળી જતા, તેમના ઉપર ધારેલી છાપ પાડી શકતા, અને ગમે તેવા દરબાર મેળાવડા આદિમાં તેમની હાજરજવાબી અને રસિક વાક્છટા તરી આવતાં. પોતે હસમુખા હતા (અને હલકી નહિ એવી) રમુજો તરફ તેમને પક્ષપાત હતો. એઓ હાજર હોય અને પ્રસંગ ગમે તેટલો ગંભીર હોય તથાપિ કોઈના મુખ ઉપર અર્ધા કલાક લગી સ્મિત ન ફરકે એમ બનતુંજ નહિ. ઘણી વાર તેઓ જાતે ખડખડ હસી પડતા અને ઘણાખરાને હસાવી શકતા. ભાટચારણોની વાર્તાઓ અને તેમના વાઙ્મયનો એમને ભારે શોખ હતો, અને જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં એ વર્ગનો સમાગમ ખાસ શોધતા. તેમની સ્થિતિ અતિશય નબળી થઇ ગઇ છે અને પ્રજાનો એમના તરફનો આદરભાવ ઓસરી ગયો છે એ તેઓ સમજતા હોવાથી એ વર્ગમાંના જે કોઇ પુરુષ લાયક જણાય તેમના

તરફ ઉદારતા પણ ઘણી રાખતા. કુટુંબીઓને ઉંચામાં ઉંચી કેળવણી આપવી, અને દરેકને બુદ્ધિ પ્રવૃત્તિના વ્યસની બનાવવા, ઉદ્યોગી બનાવવા, તથા તેમને સદાચારની આદતો પાડવી, (તથા દુરાચાર પ્રતિ કાયમનો દ્વેશ ઉત્પન્ન કરવો) એનેજ તેઓ સંસાર યાત્રામાં સુખ આબરૂ અને ઉન્નતિનું અમોઘ સાધન ગણતા. કુટુંબીને સુખે તેઓ સુખી થતા અને કોઇ પણ કુટુંબીને દુઃખ આવી પડતાં પોતે પણ દુઃખી થઇ જતા. અમને એમના પુત્ર પુત્રીઓ બ્હેન ભાંડુ બાળકોને જે કંઇ વિદ્યા સિદ્ધિ પ્રતિષ્ઠા કે સદ્‌વસ્તુ પ્રાપ્ત થતી તેનો સૌથી વધારે આનંદ એમનેજ થતો. એમના સમભાવ અને ઔદાર્યને કોમી સીમાડા ન્હોતા. મોરબીમાં હતા ત્યાં લગી અમારે ઘેર આસપાસના ગામડામાંથી કોઇને કોઈ સારા કુળના મુસ્લિમ વિદ્યાર્થી અમારી સાથેજ બંધુભાવે રહીને અમારે ત્યાં જ ઉછરતા અને ભણતા હતા, તેમનું બધું ખર્ચ પોતે જ ઉપાડતા. આ મુસ્લિમ કુટુમ્બીઓમાંથી એક, પછી અમદાવાદ આવી વસેલા અને "પોલીટિકલ સોમિયો" નામે વર્તમાનપત્રના તંત્રી બનેલા હતા એમને એમના વર્તમાનપત્રને કે તેમાંની નીતિને આશારામભાઇ જેવા ચારિત્ર

અને વિચારના માણસ ચાહી શકે એમ હતુંજ નહીં; તથાપિ એઓ જ્યારે જ્યારે મળવા આવતા ત્યારે ત્યારે (વડીલોને માન દેવાની કાઠીયાવાડી રીતે) આશારામભાઈનો ચરણસ્પર્શ કર્યા વગર રહેતાજ નહીં. નિખાલસ વિશ્વાસુ અને જરા ઉતાવળિયા સ્વભાવને લીધે તેમને છેતરવાનું કાર્ય અઘરૂં ન્હોતું, અને કારભારી મેનેજર આદિ ઓદ્ધા તેમણે ભોગવ્યા તે દરમિયાન તેમને આને લીધે કેટલુંક સોસવું પણ પડયુ હતું. ધર્મ પુસ્તકોના નિયમો અને બાહ્યાભ્યતર આચાર તેઓ પૂરેપૂરી નિષ્ઠાથી પાળતા. આ વિષે સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી જેવાના સદાગ્રહ પણ એમના કરતાં વિશેષ ન્હોતા. કીર્તનો અને ભજનોનો તેમને શોખ હતો અને તેમને કઠસ્થ ઘણાં ઘણાં જૂનાં, હવે તો કોઈ ઠેકાણે સાંભળવામાં આવતાં નથી, એવાં ભજનો અને કીર્તનો હતાં. સ્વાશ્રયી, ખંતી, ઉદ્યોગી, શુદ્ધ અને વચનના સાચા માણસો તેમને પ્રિય થઇ પડતા. લગ્ન અને ઉત્તરક્રિયાના પ્રસંગોમાં તેઓ સ્થિતિ પ્રમાણે અને તે કરતાં કંઇક વિશેષ ખર્ચ કરવાના હિમાયતી હતા; ન્યાતીલા બીજા આવાં ખર્ચો કરે તેનો પોતે લાભ લેવામાં પૂરા, અને પોતાનો વારો આવતાં " સુધારા પથી " બની જાય એવા

માણસોની તેમને ચીડ હતી. પોતાના વડીલોની એમણે પૂરે-પૂરી સેવા ચાકરી કરેલી હતી અને ઉત્તરાવસ્થામાં અમે એમની જે કાંઈ સેવા કરી શકતા તેથી તેઓ પ્રફુલ્લ રહી અમારા ઉપર વધારે અને વધારે હેત રાખતા. અમારા ઉપરની એમની માયાએ ઘડપણ કે નબળાઇની ક્ષીણતા જાણ્યાં જ નથી. એનો પટ અને એનાં ઉંડાણ તો જેમ જેમ પોતે મૃત્યુ સમીપ આવતા ગયા તેમ તેમ સાગર જેવાં અમાપ અતાગ બનતાંજ રહ્યાં. (એ પ્રતાપિ જિષ્ણુ, હસમુખો, જિજ્ઞાસુ અને મેવાનંદી આત્મા જ્યાં હશે ત્યાં આસપાસનાં સાથી સંબધીઓની નિષ્કામ સેવામાં મચેલોજ હશે. એમના જેવા સદાચરણી વિશુદ્ધ ઉદાત્ત સમભાવી સંતોષી વ્યવહારકુશળ મહિમાવત દાખલા દુનિયામાં જેટલા પેદા થાય તેટલા ઓછાજ પડે.)

અમે બે ભાઈઓ ધંધે લાગ્યા અને તેમના બે પૌત્રો તેમણે જોયા ત્યારપછી તે ઘણી વખત કહેતા કે પરમેશ્વરે તેમની સર્વ કામના પૂર્ણ કરી છે, અને તે માટે તેનો ઉપકાર માનતા અને વિશેષ જણાવતા કે તેમનું અવસાન અચાનક કોઈ અરણ્યમાં થઈ જશે તો પણ હવે તેમને કાંઇ કહેવાનું

રહે છે, અગર કાંઈ ઇચ્છા અધુરી રહે છે તેવી ભાવના તેમના અંતરમાં જરાએ રહેશે નહીં.

જે પૂજ્ય વડીલના પ્રતાપથી અમે હાલની સ્થિતિ ભોગવીએ છિયે. તેમની તરફ અમારો પક્ષપાત હોય તે સ્વભાવિક છે. અને તેમની હયાતીમાં તેમની પ્રત્યે અમારા ધર્મ બજાવવા પ્રભુએ અમને ભાગ્યશાળી કર્યાં હતા. તેમના સ્વર્ગવાસ પછી તેમના જીવનનો વૃત્તાંત લખીને અમે અમારી ફરજ અદા કરીએ છીએ. અને પ્રભુને વિનવીએ છીએ કે તેવા પિતારૂપી છત્ર ધરાવવા દરેક પુત્ર ભાગ્યશાળી થાય.



# પરિશિષ્ટ અ

તા. ૨૩-૮-૧૫

જે વખતે હું સમજણો થઈ નોકરી ઉપર ગયો ત્યારે આખા કાઠીઆવાડમાં રાજ્યકારભાર ચાલતો હતો તેનું ટુંક વર્ણન આપવું જરૂરનું લાગવાથી લખું છું:—

✓ હું સંવત ૧૯૧૫ એટલે સને ૧૮૫૯માં લીંબડી ગયો ત્યારે લીંબડીમાં ઠાકોર ફતેહસીંહજી ભોજરાજજી ગાદી ઉપર હતા. તેમની પાસે (પાટણના શ્રીમાળી બ્રાહ્મણ) પ્રભાશંકર વેદીઆનું ચલણ હતું. ને રાજ્યનો કારભાર જૂનાગઢના (નાગર ગૃહસ્થ ભગવાનલાલ મદનજીનો હતો. તેમણે યોગ્ય નાગર ગૃહસ્થોને બોલાવી રાજવહીવટ ઉપર રાખ્યા હતા. ✓રાજવહીવટમાં જમીનનું મહેસુલ વસુલ કરવાને ભાગબટાઈ સિસ્ટમ હતી. તેથી સીઆણી, પાણસીણા, રળોલ, જાંબુ, હડાળા, મીઠાપુર વગેરે મહાલો હતા, તેના વહીવટદાર ઉપજ વસુલ કરીને એકઠી થએલી મહેસુલમાં દાણા-કપાસના ગંજ થાય, તે વેપારીને એકઠા કરી જાહેર હરરાજીથી અથવા તે વખતના મુખ્ય અધિકારીની મરજી મુજબ ખાનગી વેચાણથી આપી દેતા. તે માલ વેચી આપવાને માટે તે ગામના સ્થાનિક વહીવટદાર તથા બીજો માણસ કારભારી નીમે, તે સાથે રહે. ઉપજમાં રાજભાગનો માલ

ખેડુ પાસેથી વસુલ કરે ત્યારે નમતો જોખી લે અને વેપારીને માલ આપે ત્યારે કસતો વેચી આપે તેથી ગંજમાં વધારો બહુ રહે અને તે વખતે કામ કરનારના પ્રામાણિકપણાના પ્રમાણમાં ગંજ વધારાના માલની વ્યવસ્થા થતી હતી.

વહીવટખાતાની દીવાની ફોજદારી હકુમતખાતું જુદું ન હતું. અને ઇન્સાફ કરવાને કોઈ કોર્ટ ખાસ રાખવામાં આવતી નહતી. જે વખતે જે મુખ્ય કારભારી હોય તે પોતે દીવાની ફોજદારી મુકરદમા સાંભળે અથવા દીવાની ફોજદારી મુકરદમો આવે ત્યારે મુખ્યકારભારી નીમે તે વખતે બન્ને પક્ષકારની વાત સાંભળી ફેંસલો આપે. વકીલ તો હતાજ નહીં. કોઈ મુકરદમાનું લખાણ નહીં કે દફતર નહીં. મુકરદમાને મુદ્દત નહીં, સમન્સ કે વારંટ નીકળતાં નહીં.

દિવાની મુકરદમામાં ફીને બદલે દાવાની રકમ જે પ્રતિવાદી ઉપર ઠરે તેનો ચોથો ભાગ સ્ટેટ લેતું.

દિવાની મુકરદમામાં વાદી આવી રૂબરૂ દાવો કરે, એટલે પ્રતિવાદીને તેડવા મોકલે. તે આવ્યે બન્નેની વાત પક્ષકારો કહે તે સાંભળે-પુરાવામાં ચોપડા અધિકારી જુવે, કોઇ શાહેદ બોલાવવો જરૂર પડે તો બોલાવે. રૂબરૂ પુછીને

અધિકારી પોતાની સમજણ, પ્રમાણિકપણું, લાગવગ, બધું હોય તે પ્રમાણે ફેંસલો રૂબરૂ આપે. વાદીનાં નાણાં વસૂલ થાય એટલે ચોથો ભાગ-ચોથ-દરબારના હિસાબી દફતરે ભરી જાય, વહીવટદાર એકજ અધિકારી જુદા જુદા પરગણામાં રહે તેને દીવાની ફોજદારી અધિકાર હદ વગરનો આપવામાં આવતો. પણ વહીવટદાર ઇન્સાફનું કામ થોડું કરતા.

ફોજદારી ગુનાહમાં ચોરી છીનાળું ખૂન એ મુખ્ય ગુનાહ ગણાતા હતા. પોલીસ હાલ જે કામ કરે છે તે કામ કરવાને કોઇ મુકરર કે ચોક્કસ ગોઠવણ નહતી. પણ ચોકીવાળાની ગોઠવણ સારી હતી. તેથી ચોરી થોડી થતી હતી. ચોરી કરનારને ચોકી કરવાવાળા પકડી તેમના જમાદાર પાસે લાવે ને કેદ કરે. પછી તે કોટવાલ પાસે લઈ જાય અને તે ઉપરી ચોરના ગુનાહની તપાસ કરે. પછી કારભારી અગર કોઇ મુખ્ય અધિકારીને બધી હકીકત કોટવાલ જાહેર કરે, અને એ તેને કેદની સજા ફરમાવે તે પ્રમાણે બેડી જડીને કેદ કરે, અથવા હેડમાં પગ ઘોસી તાળુ મારે.

જેને નિયમસર તુરંગ કહીએ તેવું કેદ કરવાનું સ્થળ નહોતું. ગુનાહના પ્રમાણમાં કે ચોરની ભયકર ચાલ ઉપર

નજર રાખી ઓરડાને મજબુત દરવાજા હોય તેમાં પૂરતા. ખાવાપીવાની ગોઠવણુ ગેરવ્યવસ્થાવાળી. કેદીને ફક્ત હાજત વખતે કાઢતા. તે ઉપર ચોકીવાળા બે ચાર રહેતા.

કેદીનાં સગાં વહાલાં દરબાર કચેરીમાં અરજ કરવા આવે ત્યારે મ્હોટી અથવા ન્હાની રકમ દંડમાં લઇ કેદીને કેદથી મુક્ત કરવામાં આવતા. ચોરલોકોના ગુનાહ સાબીત થાય તોપણુ વખતે મ્હોટા દંડ લેઈ કેદની સજા કરવામાં આવતી નહીં. ખૂનના ગુન્હા સાબેત થાય ત્યારે મોટાં સ્ટેટોમાં તોપથી ઉડાડી દેવામાં આવતા. છીનાળા ગુનાહની સજા ગુનેહગારની સ્થિતિ પ્રમાણે દંડ લેઇને તેને મુક્ત કરવામાં આવતા. તેને કેદની સજાજ નહીં

દરબારોની જુદી જુદી દેવડી હોય ત્યાં સિપાઈ લોકો બેસે તેમાં પહેલા દરવાજાની દેવડી પાસે એક મોટો ખુલ્લો ખંડ હોય તેને ચોપાટ કહેતા. ત્યાં હેડનું મોટું લાકડું પડયું હોય તે ઠેકાણે હેડમાં પગ ખોસી હેડને તાળું મારી કેદીને રાખવા તેના ઉપર ચોપાટના જમાદારના સિપાઈ દેખરેખ રાખતા. કેદીને ખાવા સારૂ દરબારને રસોડેથી ખીચડી રોટલા બાજરીના મોકલવામાં આવતા. પણ દરબારના રસોડાનું

રાંધેલું ધર્મ કે જ્ઞાતિબંધનથી જેને ખપતું ન હોય તેને તેનાં સગાંવહાલાં ખાવાનું લેઈ ખવરાવવા આવતાં.

જેલર કે કેદીનું રજીસ્ટર રાખવામાં આવતાં ન હતાં. કેદીઓને ખોરાકી ખર્ચનો હિસાબ જુદો રાખવામાં આવતો નહતો.

સ્ટેટોની રાજધાનિના ગામમાં પોલીસનું કામ ચોકીઆત નોકરો કરતા હતા. ને સ્ટેટનાં ગામડાંમાં *પસાયતા એટલે પગારને બદલે વંશપરંપરા જમીન દરબારને ભાગ કે વીઘોટી આપ્યા વગર બેઠીજ ઉપજ ખાનારા કોળી રજપૂત કે આહેર લોકો ચોકી કરતા. લીંબડીમાં ભરવાડ લોકો ચોળાવું અને ચોકીનું કામ કરતા હતા.

*કાઠિયાવાડમાં હથિયાર રાખવાને અગર હથિયાર બાંધી ફરવાને કોઇને પ્રતિબંધ નહોતો, તેથી વાણીઆ, બ્રાહ્મણ, સોની, સુતાર, કોળી, રજપૂત, આહેર, ભંગીઆ, ઢઠ સર્વ હથિયાર રાખતા, બાંધતા ને વાપરી જાણતા હતા. રજપૂત, સિપાઇ, આહેર, કોળી એને કાઠીઆવાડમાં કાંટીઆ વર્ણ કહે છે ને ગુજરાતમાં ધારાળા કહેવાય છે. એટલે કાંટીઉ વર્ણ કે ધારાળા તે military કે warlike race કહેવાય છે.

ને વાણીઆ, બ્રાહ્મણ, લુહાણા, ભાટીઆ, કણબી એ લડાયક જાતો ગણાતી નથી. આખી પૃથ્વી ઉપર એવો દેશ એક હિંદુસ્તાનજ છે કે જેમાં લડાઈ કરવાને હિંમત પાણી કે આવડત નહીં તેવી જાતો વસે છે. બાકી પૃથ્વીમાં સર્વ દેશમાં બજારમા બેસી વેપાર કરનાર કે લુગડા સીવનાર દરજી પ્રસગ પડે તો હથિયાર લઇ લડવાને ઉતરી પડે છે. જેથી હથિયાર બાંધી લડનારા વર્ણના ભેદ પાડીને હિંદુસ્તાનમાં તેને કાટીઆ કે ધારાળા કહેવાની રીત પડી છે.

વાણીઆ, બ્રાહ્મણ, લુહાણા, ભાટીઆ, કણબી વિગેરેને લડાયક જ્ઞાતિમાથી બાદ કરી છે. તે લોકો વિષે અહીં લખવુ અનુચિત ગણાશે નહીં.

મહાભારત રામાયણ વિગેરેથી જણાય છે કે બ્રાહ્મણ વર્ગ તો યુદ્ધમાં લડનારી જાત છે; એટલુ જ નહીં પણ ફોજની સરદારી કરતા હતા. રાવણ બ્રાહ્મણ હતો તેણે રામચંદ્રજી સાથે યુદ્ધ કર્યું ને આખી જીંદગી યુદ્ધ કરવામાંજ ગુજારી. વિભીષણ ભક્તરાજ હતા પણ શ્રી રામચંદ્રજીના પક્ષમાં આવ્યા પછી રાવણની ફોજ સાથે યુદ્ધ કર્યું છે. પરશુરામે એકવીશવાર નક્ષત્રી પૃથ્વી કરી હતી. ભારતના

યુદ્ધમાં દ્રોણાચાર્ય, કૃપાચાર્ય યુદ્ધમાં આગેવાનીવાળો ભાગ લેઈ ગયા છે. અશ્વત્થામા પણ યોદ્ધામાં ગણાયા છે.

ગુજરાતના બ્રાહ્મણોમાં રાજસત્તાનો સ્વાદ ચાખનારમાં મુખ્ય જ્ઞાતિ નાગરની છે. તેમાં પાટણમાં માધવ અને કેશવ બે ભાઈ થઈ ગયા. જૂનાગઢમાં અમરજી દિવાન થઈ ગયા તેમની લડાઈમાં ઊતરવાની હિંમત તથા લાયકી મશહુર છે. અમરજી દિવાનને મારી નાંખ્યા તેનું વેર લેવાને તેમના વંશજોમાં રણછોડજી તથા રૂઘનાથજી દિવાને બ્હારવટાં ખેડેલ છે. અને તેઓને જામનગરમાં આશ્રય મળેલો હોવાથી જામનગરને કર્નલ વૉકરસાહેબે ઘેરો ઘાલ્યો, તે વખતે તેઓ રેગ્યુલર ફોજ સામે લડયા છે. આવાં બીજાં દૃષ્ટાંતો બ્રાહ્મણ જ્ઞાતિમાં લડાઈના શૌર્યનાં ઘણાં છે. તેમાંનું એક લખું છુ. લાઠી સ્ટેટમાં રાજપીપળા પાસે વીરડી ગામ લાઠીનું છે. તેમાં ધાડું પડયું ત્યારે ત્યાંનાં ગામોટી બ્રાહ્મણને શૌર્ય ચઢયું. તેની પાસે બીજું કાંઇ હથિયાર નહીં હોવાથી હાથમાં રાંપ લેઇ ધાડાની સામે થઈ ધાડું તગડયું હતું, ને ગામનું રક્ષણ કર્યું હતું.

× × ×

વાણીઆ નરમ જાતના ગણાય છે પણ તેમાંથી લડવાનું પાણી નિર્મૂળ થયું નથી. કારણ કે જોધપુરમાં વાણીઆઓએ ફોજમાં રહી સરદારી કરેલ છે. મહારાજા રણજિતસિંહજીએ પંજાબમાંથી ફોજ કાશ્મીર ઉપર મોકલી ત્યારે લખમીચંદજીને સરદારી આપી હતી. સિદ્ધરાજ જયસિંહના વખતમાં માળવાના યશોવર્માના રાજ ઉપર ચાર વાર ચઢાઈ કરી પણ વાણીઆઓ સાથે ગયા ત્યારે જીત મેળવી શકયા. હાલ તાજેતરમાં લીંબડીના કારભારી ઘેલાશા માધવજીએ બરવાળાનાં બત્રીશ ગામ ભાલાની અણીએ લઇ આપ્યાં. રાજકોટ પાસે કુવાડવા ગામ છે ત્યાં એક વાણીઓ જેની અવટંક 'ટોળીઆ' ની હતી તે એવો શૂરવીર હતો કે ચોરને તગડવામાં તલવાર કે બીજું હથિયાર નહીં રાખતાં સુતરનું ડામણજ (ઘોડાને પગે બંધાય છે ને પછી ઘોડાને છુટો મુકાય છે તે) મીણ પાએલ રાખતો અને ડામણનો એક ગાળો કાંડામાં ને બીજે ગાળેથી મારતો; તથા અગબળ એવું ને હિંમત એવી કે ડામણના એક ઘાથી પ્રાણ છોડાવતો. એવા વાણીઆના દાખલા મળે છે. તેમજ લડાઈ કરવાનો અભ્યાસ છુટી જાય નહીં માટે ગોંડલ રાજકોટમાં હોળી વખતે પક્ષ બાંધીને

ગોફણ, કડીઆળી લાકડી, વિગેરેથી લડતા હતા ને લડાએક જુસ્સો કાયમ રાખતા હતા, તે હવે બંધ થઈ ગયું છે. તેથી વાણીઆમાં પણ military sp rit ( પાણી ) હતું. હાલ વાણીઆ પોલીસમાં નોકરી કરે છે. હિંદુસ્તાનના વાણીઆ સરકારી ફોજમાં નોકરી કરે છે.

જામનગરમાં મેરૂ ખવાસ તે રાજ્યમાં કરતા કારવતા હતા તે જમાનો પરસ્પરમાં લડાઈઓનો હતો. તે વખતે પોરબંદરમાં પ્રેમજી ઠક્કર કારભારી હતા - તેમણે લડાઈ કરવામાં શૌર્ય દેખાડયું છે. તે બાબતમાં ચાલતો દોહરો છે કે

✓ પોરબંદરમેં પ્રેમજી, જૂનેગઢ દીવાન,
નગરમેં મેરૂ નર ભયે, શહેર પટણ સુલતાન.

એટલે આ ચાર નર હતા તે ગયા તેની દીલગીરી અને મરનારની યશકીર્તિનો દોહરો છે.

✓ કણબી લોકોમાં તો રાજસત્તા જાળવવાને લશ્કરી જુસ્સો હોવો જોઇએ તે છે. તેના પુરાવામાં કણબીનું તો રાજ્ય છે. પાટડીનું રાજ્ય સ્થાપન કરનારે કામ કર્યાં તે પ્રસિદ્ધ છે.

✓ હવે શુદ્રમાં કોળી, ભરવાડ, રબારી, આહીર, એ જાતો

તેમના શૂરાતનને માટે ને હથિયાર વાપરવાની કુશળતા માટે પ્રખ્યાત છે. કોળી લોકો લૂંટ કરતા, વોળાવું કરતા, ને ફોજમાં નોકરી કરે છે. દેશી રાજ્યોમાં પસાએતાનું કામ કરે છે. લીંબડીના ભરવાડ વોળાવું ચોકી કરે છે ને એવાં કામમાં વિશ્વાસપાત્ર ગણાય છે. તેમ ગીરના અને હાલારના ભરવાડ વાઘ, સાવજ દીપડા એવાં ઘાતકી જાનવરને લાકડીથી મારી નાંખ્યાના સેંકડો દાખલા છે. આહીર જાત આબરૂદાર અને સારી ગણાય છે તે લોકો ઇમાનદાર અને વધારે ઉંચી પંક્તિની જાતિ ગણાય છે. એ લોકોએ તો રાજ જતાં રાખ્યાં છે. આજ તેમનું વોળાવું કે પસાએતું કામ ઉત્તમ ગણાય છે. તેમજ ઢેડ, વાઘરી ભંગી લોકોને દરેક ગામના છેવાડા ભાગમાં રાખવામાં આવે છે તેનું કારણ એટલુંજ કે તે શૂરવીર જાત છે એટલે ચોર ચકાર ધાડથી ગામના બીજા લોકોનુ રક્ષણ કરવાને શક્તિવાન છે. ભંગીને ઝાંપડો કહે છે. તે ગામને ઝાંપે રહે છે. ઢોલ રાખે છે ને ગામમાં કે સીમમાં કાંઇ ચોર હરામખોરનુ તોફાન હોય તો ઢોલ વગાડી સર્વને ચેતાવે છે, એકઠા કરે છે ને જરૂર તે સ્થળે મદદમાં માણસો જાય છે, આ ઢોલને

"ભૂમચુઓ ઢોલ" કહે છે. એટલે તેને વગાડવાની રીતજ એવી છે કે સર્વને તાન ચઢે.

આ લખવાનુ કારણ એ છે કે હિંદુસ્તાનના તખતાની ભૂમિ હાલ નિર્વીર્ય થઇ હોય એવો ભાસ થાય છે. કારણ વાણીઆ, બ્રાહ્મણ કણબી વિષે તો એમજ કહેવાય છે કે એ લોકો લડે નહીં ને લડવાને લાયક નથી. કાટીઆ કે ધારાળા વર્ણ જેમાં લડવાના શૌર્યની આશા રખાય તે એવા થયા છે કે તલવાર, તીરકામઠું, બંદુક કેમ વાપરવા તેનો અભ્યાસ નહીં રહેવાથી તથા બ્રિટિશ સરકારના અમલની શાંતિ તથા નિરાંત અનુભવવાથી લશ્કરી લડાઈ કરવાની મનોવૃત્તિ કરતાં શાંતિવાળે ધંધે ચડી ગયા છે. આ દુનિયામાં કોઇપણ ચોક્કસ વસ્તુ જે નિશ્ચે છે તેવું તો મરણ છે તાવથી પ્લેગથી સર્પદંશથી ભીંત તળે કચરાઇને, રેલ્વેના પાટામાં આવીને દુકાળની ભીખ તથા ભુખથી પગ ઘસીને માણસ ભુંડે હાલે મરે છે પણ તલવારની ધોળી ધારથી કે ગોળી ગોળાથી મરવાનો ડર એવો અંતરમા પેસી ગયો છે, કે પોલીસ સિપાઈગીરી ક્ષત્રિયવગ જે ગામ કે મુલકનો રક્ષકધર્મ બજાવનારા છે તેમને બ્હારવટિયા ચોર કે કોઈ લડાઇને

પ્રસંગે ચડીજવું પડે તો ઘરનાં માણુસ એમ જતી વખત કહે કે ડાહી કરજો, રાંડશે તો તમારી રાંડશે, એટલે તમે એવું કરજો કે પાછા હીમખીમ ઘેર આવજો. પણ કાંઇ મરદાઇ બતાવજો સામે ઘાએ મરજો કુળને લાંછન લગાડશો નહીં. બીબીજાયા રાણીજાયા કદી પગ પાછો દિયે નહીં, એવી સલાહ આપે નહીં. તે બાબતમાં નીચેની હકીકત ખાત્રી થવાસારૂ લખી છે.

આગળ કાઠીઆવાડ ગુજરાતમાં કોઇ ગરાસવાળા વર્ણને અગર કોળીનાળી ભીલને ગરાસસંબંધી નુકસાન થયું હોય કે કોઈની ઓરત કોઇ લેઇ ગયો હોય ને રાજ તરફથી ઇન્સાફ મળતો ન હોય તો નુકસાન માનનાર બ્હારવટું કરતા હતા અને જેણે એટલે રાજા ધરાધરી સુધાંયે નુકસાન કર્યું હોય તેનાં ગામ સીમમાં આગ લગાડવી રૈયતને હેરાન કરવી, ખૂન ખરાબા કરવા, અનેક પ્રકારે રંજાડ કે ભંજવાડ કરવાનો ચાલ હતો. ને કાઠીઆવાડમાંતો એક રાજ કે ગામનો બ્હારવટિઓ તે રાજ કે ગામને ગમે તેટલું નુકસાન કરીને નાસીજાય ને બીજા રાજમાં પહોંચી જાયતો તે પરમેશ્વરને ખોળે બેઠો હોય તેમ નિર્ભયપણે વર્તતો હતો. તેના દા-

ખલા ઘણા છે ને તેથી કાઠી, ગરાસીઆ, વાઘેરના બ્હારવટાં ઘણાં વરસ ચાલ્યાના દાખલા મોજુદ છે. પણ નામદારબ્રિટિશ સરકારનો અમલ કાઠીઆવાડમાં થયો-રાજાના રાજ ઉપર પેશકસી કે જમાબંધીના આંકડા બંધાયા-ને દરેક સંસ્થાનને રાજની અંદરના કે બહારના દુશ્મનોથી રક્ષણ કરવાને નામદાર સરકારે પોતા માથે રાખી કરારનામાં થયાં ત્યારથી એક રાજ્યનો બ્હારવટિઓ તે આખા કાઠીઆવાડનો બ્હારવટિઓ ગણાવા લાગ્યો ને કોઇ પણ રાજ્યમાંથી તેને ખુલ્લો આશ્રય મળતો બંધ પડી ગયો. તેમ તેવા લોકોને બરાબર ઇન્સાફ મળવાની ગોઠવણ નામદાર સરકારે કરીને પોલિટિકલ એજન્ટ સાહેબો તથા આસિસ્ટંટ પોલિટિકલ એજન્ટ સાહેબો તમામ અદના અમીરની અરજ સાંભળી યોગ્ય ન્યાય આપતા. છતાં કોઇ પક્ષકાર ઇચ્છે તો તેને નામદાર મુંબઇ સરકારને પણ અપીલ કરવાને છુટ હતી. તે અપીલના ફેંસલાથી અસંતોષ રહે તો બ્હારવટું કરવાને કેટલાક નીકળતા હતા. પણ ઘણા થોડા અને તેને કોઇ રાજ્યનો ઉઘાડો આશ્રય મળતો બંધ થવાથી બ્હારવટું ઘસાઇ જાતું અને બ્હારવટિઆ પકડાતા હતા. સજા તે વખતના કાયદા પ્રમાણે થતી હતી, ને જમા-

નાની તાસીર પ્રમાણે પંચથી કે પોલિટિકલ એજન્ટ સાહેબોની સમજુતીથી સમાધાન પણ થતું હતું. આવી વસ્તુસ્થિતિ હતી.

✓બ્હારવટું વાઘેર લોકોનું બહુ જબરૂં થયું હતું. જેથી કાઠીઆવાડમાં શાંતિ ન હતી. પરંતુ નામદાર બ્રિટિશ સરકારની ફોજે આવી દ્વારિકાં વાઘેરો દબાવી બેઠેલા તે પાછું લીધા પછી શાંતિ પ્રસરી, પણ એ લોકોએ ફરી બ્હારવટું શરૂ કર્યું. જામનગર, જૂનાગઢ પોરબંદરની ફોજ અને નામદાર બ્રિટિશ સરકારની ફોજે મળી વાઘેરનું બ્હારવટું નાશ કરવા ઉપાય કરતા છેવટ માછરડાના ડુંગર ઉપર વાઘેર ઘેરાણા, ને તેમને નાબુદ કરવા ફોજ ઉપર ચડી તે વખતે કેપ્ટન હેબર્ટ સાહેબ તથા કેપ્ટન લટુરસાહેબે સરદારી લઈ લડાઇ કરી તેમાં બન્ને સાહેબો મરાણા તે વખતે વાઘેરનો પણ નાશ થયો ત્યારથી આજ સુધી વાઘેરનું બ્હારવટું બંધ છે.

✓ કાઠીઆવાડમાં છેલ્લું બ્હારવટું મીઆણાએ કર્યું ત્યારે તે લોકો જુદે જુદે ઠેકાણે ઘેરાઇ જતા ખરા; પણ કોઈ પારપત કરી શકતા નહીં ત્યારે તે વખતના પોલિટિકલ એજન્ટ સાહેબ સર ચાર્લ્સ ઓલીવંટ સાહેબ રાજસ્થાનોની ફોજ અને દેશી લોકોની સરદારી વિષે બોલ્યા કે અમારો

અંગ્રેજ મરશે ત્યારે બ્હારવટુ નાશ પામશે. ને થયુ પણ તેમજ. એ મીઆણા લોકોને માળિયા તાલુકાની હદમાં વાઘરવા ગામની સીમમાં કપ્તાન ગૉર્ડન સાહેબે માર્યા અને પોતે મરાણા ત્યારે બ્હારવટું બંધ થયુ. તે પછી કોઈ બ્હારવટિઆ નીકળ્યા નથી. ટુંકામાં સાર એ કે દેશી લોકોમાં વીરત્વ અને કર્તવ્યકર્મ તથા પોતાનો ધર્મ એ હાલમા ઘણું કમ જોવામાં આવે છે.

આમ રાજ વહીવટ ચાલતો હતો તેવામાં ઇ. સ. ૧૮૬૬ માં કર્નલ આર. એચ. કીટીંજ સાહેબ કાઠીઆવાડના પોલિટિકલ એજન્ટ થઇને આવ્યા. તેઓએ જૂના દફતરની વાકેફગારી મેળવી તથા વસ્તુસ્થિતિનુ લક્ષપુર્વક નિરીક્ષણ કર્યું. ત્યારે માલમ પડયુ કે ઇસ્વીસન ૧૮૫૩ માં કર્નલ વીલીઅમ લાંગ સાહેબે આંહીના મોટા રાજા ન્હાના રાજા ગામના ધણી અને ગામના ભાગદાર વગેરે એમ માનતા હતા કે આપણા રાજયમાં ગામમાં કે ગામના ભાગ અગર પાટીમાં સર્વ પ્રકારની સત્તા-અધિકાર આપણને છે, ને તેથી બધી રીતની સત્તા તે લોકો ચલાવતા હતા. Unlawful restraint એટલે શુ તે કોઇ સ્હમજતું નહીં. કરજ માગનાર

પોતાના કરજદારને બેસારી શકતા. આવી વસ્તુસ્થિતિ અગ્રેજી રાજમાં ચાલે નહીં. માટે કર્નલ લાંગ સાહેબે મોટા ન્હાના રાજ્યના વર્ગ પાડયા. ગરાસીઆ ને બે ચાર ગામધણી તેમને પણ વર્ગમાં દાખલ કર્યા. ને ગામમાં ભાગદાર – પાટીદારને વગર અધિકારના ગરાસદાર ઠેરાવી તેમના ઉપર હકુમત નામદાર બ્રિટિશ સરકારની રાખી. એ ઠરાવ નામદાર સરકારે મંજુર કરેલો તે અમલમાં મુકાયલો નહીં હોવાથી પડતર રહેલો તે કર્નલ કીટીંજ સાહેબે અમલમાં મુકી જુનાગઢ, પોરબંદર, જામનગર, ભાવનગર, ધ્રાંગધ્રા એ પાંચ ફર્સ્ટ કલાસ અને ધ્રોળ રાજકોટ ગોંડળ મોરબી વાંકાનેર વઢવાણ લીમડી પાલીતાણા સેકન્ડ કલાસ ઠેરવી તેમને પોતાના રાજ્યમાં દીવાની ફોજદારી ઇન્સાફની સર્વ પ્રકારની સત્તા આપી. દેહાંત દંડની શિક્ષા કરતાં સેકન્ડ કલાસ સ્ટેટ એજન્સીને જાહેર કરી મંજુરી મેળવે. ત્રીજા ચોથા પાંચમા છઠ્ઠા ને સાતમા વર્ગના તાલુકદારના અધિકારની હદ બાંધી તે ઉપરાંતના ગુનાહ કે દીવાની દાવા એજન્સી સાંભળે.

બીન અધિકારવાળા ગરાસદારનાં ગામો જુદાં જુદાં થાણાં ઠરાવી તે ગામો થાણા તાબામાં નાંખ્યાં.



મગચંદ આશારામ શાહ
બી એ, એલ્એલ્બી, ઍડ્વોકેટ (ઓ એસ)
હાઇકોર્ટ બૉમ્બે

એટલે ત્યારથી કાયદા પ્રમાણે ઇન્સાફ મળવાનું શરૂ થયું. થાણાનાં મકાન, પોલીસ લાઇન, જેલ વગેરે મકાન બંધાયાં, ને કેદીનાં રજીસ્ટર થયાં. કેદીના ખોરાકી ખરચનો બંદોબસ્ત થયો.

દેશી મોટાં રાજ્યમાં કાયદા ન્હોતા તે કેટલાંક સંસ્થાનોએ બાંધ્યા. કેટલાકે અંગ્રેજી કાયદાનો અમુક ભાગ પોતાના રાજ્યમાં દાખલ કર્યો ને ન્હાનાં ત્રીજા, ચોથા, પાંચમા, છઠ્ઠા ને સાતમા વર્ગનો રાજ્યસ્થાનોમાં એજન્સીએ દાખલ કરેલા કાયદા પ્રમાણેજ કામ ચાલવા માંડયુ.



# શુદ્ધિપત્રક

| | | | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| પૃ | ૩ | ઓળ | ૩ | તેમાથી | એમાથી |
| ,, | | ,, | ૧૨ | પણ | પગ |
| ,, | ૫ | ,, | ૭–૮ | ( અને મુખ્યત્વે .. માટે જ ) | એમ કૌંસ ઉમેરી લેવા |
| | ,, | ,, | ૯ | છે | છે, |
| ,, | ૯ | ,, | ૧૩ | કમડી | દમડી |
| ,, | ૧૨ | ,, | ૧ | જરિયાન, | જરિયાન, તેમ |
| | ,, | ,, | ૧૩ | હતુ | હતા |
| | ,, | ,, | ૧૫ | ૧૮૭૩ | ૧૮૭૮–૯ |
| ,, | ૧૮ | ,, | ૩ | પ્રેમચદ | ખેમચ' |
| ,, | ૧૯ | , | ૧૪ | તેનુ | એનુ |
| ,, | ૨૧ | , | ૧૮ | લેખાક | લેખા |
| ,, | ૨૩ | , | ૪ | એ | એમ |
| | , | ,, | ૧૧ | કારણ | કત્સ્થ |
| ,, | ૨૮ | ,, | ૧૪ | આપણે | આપણને |
| | , | ,, | ૧૮ | ૧૮૯૦ | ૧૯૦૦ |
| ,, | ૨૯ | ,, | ૧ | આપણી રહી નહતી | આપણો રહ્યો ન હતો. |

| | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| પૃ. ૩૧ | ઓળ ૧૫-૧૬ | ( દરેક ઉમેદવારનો કરીને ) એમ કૌંસ ઉમેરી લેવા | |
| ,, ૪૧ | ,, ૧૪ | મંડળ સાથે | મડળને એકસાથે |
| ,, ૪૬ | ,, ૮ | કોન્ટ્રાક્ટર | કોન્ટ્રાક્ટ |
| ,, ૪૯ | ,, ૨ | દુઝણા | દુઝાણા |
| ,, ૭૦ | ,, ૧૨ | હરજીવન | (વકીલ) હરજીવન |
| ,, ૮૩ | ,, ૧૫ | કારકીર્દી | કારકીર્દીના |
| ,, ૯૮ | ,, ૧૨ | કરવાનોજ ધર્મ | કરવાનો ધર્મ ગૃહસ્થને જ |
| ,, ,, | ,, ૧૩ | ગૃહસ્થીએ | ગૃહસ્થીએ પણ |
| ,, ૧૦૨ | ,, ૮ | ચારને | ચારેને |
| ,, ૧૧૨ | ,, ૧૬ | રાખવા | રાખતા |